# અનુક્રમણિકા

# વાનરસેના

## નટુ ચિંતામાં.

નાનો નટુ આજે જડે ચઢયો હતો. દરરોજ તો નિશાળે જવાની વખતે તે તૈયાર જ હોય. નિશાળના દરવાજા ઉઘડયા ન હોય તે પહેલાં તો તે ત્યાં હાજર જ હોય. નિશાળમાંયે એનો નંબર પહેલો. પણ આજે એને શું થયું હશે તે કોણ જાણે ! નથી જમવા બેસતો, નથી ચોપડીઓ તૈયાર કરતો, કે નથી લુગડાં પહેરતો. એને નિશાળે જવાનો વખત તો થઇ ગયો છે.

એની બાએ એને બોલાવ્યો, પણ આવ્યો જ નહી. બાએ જોયું કે એને તાવ તો નથી આવ્યો ! પણ ડીલ તો ખાસું થંડું હતું. બા તો વિચારમાં જ પડી ગયાં. દાદા-જીનો એ લાડકો હતો. ઘરમાં ધમકાવવાનો કે નાનાં

બાળકોને મારવાનો તો રીવાજ જ નહોતો. દાદાજી બહાર ગયા હતા, એટલે બાએ વાત રહેવા દીધી. એણે વિચાર્યું કે કાંઈ નહી. એક દહાડો નિશાળે નહી જાય. દાદાજી આવશે એટલે એને સમજાવીને બધું પૂછશે.

એટલામાં વીરબાળા નિશાળેથી આવી. એની નિશાળ આજે સવારની હતી. નટુ અને વીરબાળા બે ભાઇ બેન હતાં. નટુ બાર વર્ષનો હતો અને વીરબાળા દસ વર્ષની હતી. નટુને ખુણામાં પડી રહેલો જોઈને એ બાને પૂછવા ગઇ. બાએ કહ્યું: " વીરૂ ! જો નટુભાઈને સમજાવીને પૂછને કે આજે તેને શું થયું છે? ખાવા નથી બેઠો અને નિશાળે પણ નથી જતો. "

વીરૂ અને નટુ રોજ તો એક બીજા સાથે લઢતાં. એક બીજાને ચીડવતાં. પણ બેય જણને એક બીજા વગર ઘડીયે ચાલે નહી. બે જણ વચ્ચે બહુ જ પ્રેમ. નટુના બધા દોસ્તોને વીરૂ ઓળખે. એ ઘેર આવે ત્યારે તેમને ખાવાનું આપવામાં વીરૂ મદદ કરે, અને સૌની સાથે રમવામાં પણ સામેલ થાય. વીરૂની બધી બેનપણીઓને નટુ પણ ઓળખે. એમની મેમાનગીરી કરવામાં નટુ પાછો ના પડે. એમને માટે પોતાની ગમે તે વસ્તુ આપી દે. પણ ભાઇ બેન એકલાં પડે એટલે મોટે ભાગે તો લડાલડી !

નટુને ઉદાસ જોઇને વીરૂનો જીવ કપાઇ ગયો. ધીમે રહીને એ નટુ પાસે ગઈ. પહેલાં તો તેણે ઓરડાનું બારણું વાસ્યું. પછી પાણીનું પવાલું લીધું. નટુ ઉંધે મોંયે પડયો હતો ત્યાં ગઈ, અને વાંસે હાથ ફેરવીને બોલી :

"નટુભાઈ ! આટલું પાણી પી જા. મારે તારી સાથે પછી કંઇ વાત કરવી છે. મને હમણાં રસ્તામાં કનુ મળ્યો હતો."

કનુનું નામ સાંભળી નટુ બેઠો થઇ ગયો. કનુ એનો ખાસ ભાઈબંધ હતો. બેઉ એક જ નિશાળમાં અને એક જ વર્ગમાં હતા. રમવામાં અને ભણવામાં બે આગેવાન હતા. મસ્તી તોફાનમાં પણ સાથે હતા. આખી નિશાળના બે વહાલા હતા.

"કનુએ શું કહ્યું ?" નટુએ અધીરા થતાં પૂછ્યું.

"તું પાણી પી, પછી મોં ધોઇ નાંખ. બા તો બહુ ચિંતા કરે છે, પણ તારી વાત હું જાણું છું."

નટુ ઉઠયો. મોં ધોયું, પાણી પીધું, પછી ભાઈ બેન વાતે વળગ્યાં. વીરબાળાએ કહ્યું :

"કનુએ કહ્યું છે કે નટુને કહેજે કે આજે જરૂર નિશાળે આવે. કારણ કે કાલે સાંજે મેં બધા છોકરાઓને કહ્યું છે કે નટુના દહાડાના કામ માટે નટુને શા માટે સજા કરવી ? વળી કાંઇ પણ કરતાં પહેલાં નટુનો ખુલાસો મેળવવો જોઈએ. છોકરાઓને આ વાત ગમી છે. આજે શનીવાર છે એટલે નિશાળ એક વાગે છુટશે ત્યાર પછી થર્ડ સ્ટેન્ડર્ડના છોકરાઓ આમલી પીપળી હેઠળ ભેગા મળશે. તેમાં નટુ પાસે ખુલાસો માંગવામાં આવશે. નટુને સાંભળ્યા પછી જ જે કરવું હશે તે એ બધા કરશે."

"હાશ !" નટુ બોલ્યો : "હવે મને નિરાંત વળી. પેલા ઘેલુના ચઢાવ્યાથી સૌએ મારો બહિષ્કાર કર્યો હતો.

વીરૂ ! તું જાણે છે ને કે દાદાજી ઓનરરી મેજીસ્ટ્રેટ છે. એમણે 'વાનરસેના'નું સરઘસ કાઢવાનો મનાઈ હુકમ આપ્યો છે. અને છોકરાઓ કહે છે કે જો કાલે સરઘસ નિકળે તો દાદાજીની કોર્ટમાં કામ ચાલશે, અને દાદાજી વાનરોને અને તેમના કપ્તાનને સજા કરશે. આ વાત આવી એટલે ઘેલુનું ફાવ્યું. આ વરસે વર્ગમાં એને મોનીટર થવું હતું; પણ મારી મહેનતથી કનુ મોનીટર થયો, એટલે ઘેલુ મારા ઉપર ખાર રાખે છે. દાદાજી કંઈ કરે તેમાં મારો શો વાંક ? એ બધું કાંઇ મને પૂછીને થોડું જ કરે છે ?"

"કનુએ મને આ બધી વાત કરી છે." વીરૂ બોલી : "તેં તો મને કાંઈ જ ના કહ્યું. દાદાજીના ભેગા આપણે રહીએ એટલે દાદાજી જો આવું ખોટું કાંઈ કરે તો આપણને છોકરાઓ સજા કરેસ્તો ! ઘેલુની દાનત ખરાબ હશે, પણ એની વાત ખોટી ના કહેવાય. જો આપણે એક કામ કરીએ. આજે હું તારી નિશાળમાં માસ્તરને કહી આવું છું કે નટુના મનને સારૂં નથી તેથી તે નિશાળે નહી આવે. અને કનુને ખબર આપું છું કે નટુ એક વાગે આમલી પીપળી નીચે આવશે. હમણાં તો તું નહાવા બેસ. આપણે બે જણ દાદાજી આવતા પહેલાં જમવા બેસીશું."

નટુ ઉઠયો. વીરૂ દોડી. બાને કહ્યું કે "આજે નટુ-ભાઇ નિશાળે નથી જવાના. હમણાં હું એમની નિશાળે જઈને માસ્તરને કહી આવું છું." નટુ નહાવા ગયો એટલે બાના જીવને સારૂં લાગ્યું. બા મનમાં બોલ્યાં કે કાંઈ નહી. એક દહાડો નિશાળે નહી જાય. છોકરાની કાંઈક તકરાર હશે. નટુ નાહી રહે એટલામાં તો વીરૂ પાછી પણ આવી.

## ૨ નટુની બાનો નિશ્ચય.

આજે ગામમાં સરઘસની ધાંધલ હતી એટલે દાદાજી ઘેર આવ્યા નહોતા. ઘરમાં ખાસ કામ ન હતું એટલે બા પણ નવરાં હતાં. નટુ–વીરૂના બાપ ગામમાં નહોતા. એ ઘરમાં બીજું કોઇ હતું નહી. એટલે બા હીંચકે બેઠાં અને ભાઇ બેન એમની વાતો કરતાં કાંઈક ભરાયાં. એટલામાં પાડોશનાં ગંગાબેન બા પાસે વાતો કરવા આવ્યાં. ગંગાબેન દેશસેવિકાનાં આગેવાન હતાં. પોતે હમેશાં કેસરીયા રંગની સાડી જ પહેરતાં. રેંટીયાનો વર્ગ તેમને ઘેર ચાલતો હતો. ખાદી વણવાની શાળ પણ તેમણે નંખાવી હતી. કનુ એમનો છોકરો હતો. નટુની બા સાથે તેમને બહુજ બેનપણાં હતાં.

" આવો ગંગાબેન." નટુની બાએ કહ્યું: " અત્યારે ક્યાંથી ભુલાં પડયાં ? "

" હમણાં જ વાનરસેનાની છાવણી પરથી આવી, " ગંગાબેન બોલ્યાં: " અને તમને જોઈને જરા અહીં પેઠી. કામ તો એટલું બધું છે કે ઘડીયે નવરાશ નથી મળતી. જુવોને કેટલાએ દિવસથી તમને મળી નથી. "

" બહુ જ સારૂં થયું તમે આવ્યાં તે. કાલે વાનરસેનાનું સરઘસ નીકળવાનું કે ? "

" દાદાએ મનાઈ હુકમ આપ્યો છે, પણ અમારે તો સરઘસ કહાડવું જ પડશે ને ! " ગંગાબેન પણ નટુના દાદાને દાદા જ કહેતાં હતાં. બધાં જ ઓળખીતાં એમને ' દાદા ' કહેતાં હતાં.

" અરે રામ ! દાદાને આ ઉમરે શું સુઝે છે ! આવા મનાઈ હુકમ આપવા કરતાં રાજીનામું કેમ નહી આપતા

હોય ? આ તો બિનપગારી હોદ્દો છે.” નટુની બા બોલ્યાં.

“ઓહો બેન ! તું પણ સ્વરાજ પક્ષની થઈ ગઈ લાગે છે ને !”

“હા. આ વખતમાં સૌએ સ્વરાજ પક્ષનાં છે, પણ બધાંથી કાંઈ બહાર નિકળાય છે ! ઘરમાં મતભેદ હોય તો શું કરીએ ! ”

“ પણ બા !” વીરબાળા ગંગાબેનનો ઘાંટો સાંભળી ત્યાં આવી હતી તે બોલી : “ દાદાજીને સરઘસ ના ગમતું હોય તો તે મના કરે, પણ તમને ગમતું હોય તો તમે સરઘસમાં જાવ. ”

“ વીરૂ ! એમ વચ્ચે ના બોલીએ.” બાએ કહ્યું.

“ હા, છોકરાંએ વચ્ચે ના બોલવું જોઈયે. પણ કોઈ કોઈ વાર છોકરાં ખરૂં કહે છે. ” ગંગાબેન બોલ્યાં : “ઘરમાં મતભેદ હોય તે તો ખરૂં, પણ તેથી દાદાના મત પ્રમાણે તમે વર્તો અને તમારા મત પ્રમાણે દાદા ના વર્તે એમ કેમ ? એ એમના મત પ્રમાણે ચાલે, તેમ તમે તમારા મત પ્રમાણે ચાલી શકો. ”

“ બા ! નટુભાઈ નિશાળે કેમ નથી ગયો, તે જાણો છો ? દાદાએ સરઘસની મના કરી છે, એટલે નિશાળના છોકરાઓએ નટુનો બહિષ્કાર કર્યો છે. કનુની મહેનતથી આજે બપોરે સભા મળવાની છે, તેમાં નટુનો ખુલાસો પુછવાનો છે. પછી છોકરાઓ છેલ્લો ઠરાવ કરશે. નટુ તો કહે છે કે હું સરઘસમાં જઈશ. ”

ગંગાબેનને બહિષ્કારની વાત કનુએ કહી હતી. એમણે થોડી વાર નટુની બા સાથે ધીમેથી વાતો કરી અને પછી એ ગયાં. એમના ગયા પછી નટુની બા બહુ ચિંતામાં દેખાતાં હતાં, છતાં મો ઉપર ચોક્કસ નિશ્ચય દેખાતો હતો.

એટલામાં નટુ અને વીરૂએ ગુપચુપ જમી લીધું, અને દાદાજીના આવતા પહેલાં કાંઈક જતાં રહ્યાં.

થોડી વારે દાદાજી આવ્યા. છોકરાની ખબર પુછી. એ જમ્યા કે નહી તે પૂછ્યું. પછી દાદાજી અને નટુની બાએ જમી લીધું. દાદાજી પણ કાંઈ વિચારમાં હતા, એટલે જમીને આરામ લેવા પોતાના ઓરડામાં ચાલી ગયા.

## ૩ બાળસભા.

નટુ અને વીરૂ તો કનુની બા પાસે ગયાં હતાં. નટુએ ગંગામાશી સાથે થોડી વાત કરી, અને એક વાગતે તો તે આમલી પીપળી નીચે પહોંચ્યો.

ત્યાં ધીમે ધીમે થર્ડ સ્ટેંડર્ડના છોકરાઓની સભા મળી. જો નટુનો બહિષ્કાર થાય તો ઘેલુનું વેર વળે. વળી નટુ નિશાળની ક્રીકેટ ટીમમાં હતો. જો એનો બહિષ્કાર થાય તો તે ટીમમાંથી નીકળી જાય, કારણ કે ટીમ પસંદ કરવામાં છોકરાઓનો જ મત લેવાતો હતો. આમ હોવાથી ઘેલુએ એને બદલે ટીમમાં આવવાની કેટલાએક છોકરાઓને લાલચ આપી હતી, એટલે બધા જ છોકરાઓમાં ઉશ્કેરણી બહુ હતી.

સભા મળી. સભામાં પ્રમુખ તો કનુ જ હતો, કારણ કે એ વર્ગનો મોનીટર હતો. કનુએ ઘેલુને પ્રથમ બોલાવા કહ્યું. ઘેલુ ઉઠયો અને બોલ્યો:—

" ભાઈઓ ! નટુ આપણા વર્ગનો છે. સારો ક્રીકેટર છે. વળી આપણી ટીમનો બોલર છે. સૌ છોકરાઓ એને ચાહે છે. પણ આ બધી વાતને લીધે આપણે કાંઇ સત્ય ઢાંકી ના શકીએ. આપણા વર્ગના ઘણા છોકરાઓ વાનરસેનામાં જોડાયા છે, નટુ નથી જોડાયો. આપણે ઘણા છોકરાઓ ખાદી જ પહેરીએ છીયે, નટુ નથી પહેરતો. અને વળી નટુના દાદા ઓનરરી મેજીસ્ટ્રેટ છે. એમણે આવતી કાલનું વાનરસેનાનું આપણું સરઘસ અટકાવ્યું છે. આ કારણથી કાલે કેટલાક છોકરાને માર પડશે. કદાચ રાષ્ટ્રીય ધ્વજનું અપમાન થશે. વાનરોને મદદ કરનાર મોટેરાંઓ કેદ થશે. નટુ એના દાદા ભેગો જ રહે છે, તો આપણે નટુ સાથે કેમ સંબંધ રાખી શકીયે ? આપણે એનો બહિષ્કાર કરવો જ જોઈયે. નટુને લીધે જ વાનરો એના દાદાના ઘર આગળ જઈને બહિષ્કારની બૂમો નથી પાડતા. જો આપણે નટુનો બહિષ્કાર કરીએ તો જ વાનરો એના દાદાને પોતાનો ગુસ્સો બતાવી શકે. વળી એના દાદાને સરકારે "સર"નો ઈલકાબ આપેલો છે, એ પણ એમણે બધા છોડયો નથી. ઓનરરી મેજીસ્ટ્રેટનો હોદ્દો પણ નથી છોડયો, માટે આપણે નટુનો બહિષ્કાર કરવો જ જોઈએ. "

આ ભાષણની અસર છોકરાઓ ઉપર ઘણી થઇ. ઘેલુએ શીખવી રાખેલા મસ્તીખોર છોકરાઓએ 'બોયકોટ નટુ, બોયકોટ નટુ,' એવી ઘણી બૂમો પાડી, અને સભામાં

દોહા થઇ ગઇ. એક બે છોકરાઓએ કહ્યું કે એના દાદાના વાંક માટે નટુને શિક્ષા થવી ન જોઇએ. પણ કોઇએ તે વાત સાંભળી નહી. ઘણી મહેનતે કનુએ સભાને શાંત કરી અને પછી નટુને પૂછયું કે તારે જવાબ આપવો છે?

નટુ ઉભો થયો. જરા ખુંખાર્યો અને બોલ્યો :

" ભાઇઓ! ઘેલુએ અત્યારે એક સુંદર ભાષણ કર્યુ છે, ને તમારી આગળ એણે મારા ઉપર તહોમત મુકયાં છે. પણ મારા જેવા જ ગુન્હા બીજાઓના પણ છે, તેમના ઉપર તેણે તહોમત નથી મુકયું. એ પોતે નિશાળમાં ખાદી પહેરે છે, પણ થોડા દિવસ ઉપર વરઘોડામાં વિલાયતી લુગડાં પહેરીને એ ગયો હતો. એ પોતે વાનરસેનામાં છે, પણ ગયે મહિને વાનરસેના રાષ્ટ્રધ્વજને વંદન કરવા ગઇ ત્યારે તે તેમાં નહોતો; કારણ કે ત્યાં પોલીસ મારશે તેવી બીક હતી. વળી ઘેલુ એના મોસાળમાં રહે છે. એના એક મામા માજીસ્ટ્રેટની કચેરીમાં કારકુન છે. મારા દાદાના હાથ નીચેના કારકુન એ છે. જે મનાઇ હુકમ ઉપર મારા દાદાની સહી છે, તે ઘેલુના મામાની કલમથી લખાયેલો છે. છતાંયે ઘેલુ મને ગુનેહગાર ગણાવે છે. એ મારો બહિષ્કાર કરાવવા માગે છે, તેનું ખરૂં કારણ એ છે કે એને મોનીટર થવું હતું. પણ મેં તેને ટેકો ના આપ્યો. કારણ કે એ લાયક હતો નહીં, મોનીટરની ચુંટણી વખતે એણે મને ધમકીની ચીઠી લખી હતી. હજી તે મારી પાસે છે. તેમાં એણે લખ્યુંતું કે, ' બચ્ચા નટુ ! જો તું મારી વિરૂદ્ધ પડીશ તો હું કોઇ પણ રીતે તેનું વેર લઇશ.' વેર લેવાની આ તેની યુક્તિ છે.

(છોકરાઓમાં શરમ શરમના પોકારો થાય છે.) વળી આપણી ટીમમાં પણ તે મારી અદેખાઇ કરે છે. હું ટીમમાં ના હોઉં તો એને બોલીંગ મળે એમ એ માને છે. ક્રીકેટ માસ્તર પાસે એણે બોલીંગ માટે માગણી કરી છે, એનો મારી પાસે બીજો પણ પુરાવો છે. ગયા મહિનાની મેચ વખતે એણે મારી બોલીંગ વખતે સામા પક્ષના કેચ જવા દીધા છે. મને વધારે વિકેટ મળે તે માટે."

અત્રે ઘેલુ મોટેથી બોલી ઉઠયો: " આ વાત ખોટી છે. નટુડો એના મનમાં શું સમજે છે!" એમ કહી હાથમાં પત્થર લઇ તે મારવા ઉભો થયો. પણ કેટલાએક છોકરાઓએ એને બેસાડી દીધો.

નટુ આગળ બોલ્યો:

" ભલે ઘેલુ આ વાત કબુલ ના કરે, હું તે સાબિત કરી આપવા તૈયાર છું. પણ તે સાથે હું કહું છું કે હું મારા દાદાજી ભેગો રહું છું, એટલે કદાચ વાનરસેના મારા દાદાજીને સતાવતી ના હોય તો તે ખોટું છે. મારા દાદાજી મને બહુ વહાલા છે; પણ તેમનું આ કામ ખોટું છે, અને હું એમના ભેગો રહું છું તેથી મારી પણ જવાબદારી ખરી. છતાંયે ઘેલુએ આ પગલું ઉતાવળે લીધું છે. સરઘસના દિવસ પછી આ સભા બોલાવી હોત તો વધારે સારૂં થાત. માટે હું તમને વિનંતી કરૂં છું કે આ સભા સોમવારે સાંજે છ વાગે ફરી બોલાવવી, અને તેમાં મારા વર્તનનો અને સાથે ઘેલુ ઉપર મેં મુકેલા તહોમતનો પણ વિચાર કરવો."

અત્રે બધા છોકરાઓએ ‘ ખરી વાત છે, ખરી વાત છે, ’ એમ બૂમો પાડી. કનુએ ઉભા થઇ જણાવ્યું :

“ ભાઈઓ ! તમારી સૌની ઇચ્છા સભા સોમવાર સુધી મુલતવી રાખવાની દેખાય છે, તો આપણે તેમ કરીશું. નટુ અને ઘેલુ બંનેની બાબતમાં વિચાર થશે. નટુએ ઘેલુ ઉપર મુકેલા તહોમતો બહુ જ ગંભીર છે, માટે નટુએ તે બરાબર સાબીત કરવા. તેમ નહી થાય તો નટુ ગુનેહગાર ગણાશે. આ સભા હું અત્યારે બરખાસ્ત કરૂં છું. ”

## ૪ સરઘસ.

શનીવારનો આખો દિવસ ગામમાં બહુ ઉશ્કેરણી રહી. દેશસેવિકાઓએ નક્કી કર્યું કે સ્ત્રીઓનું સરઘસ પણ કહાડવું. માંજર સેનાએ નક્કી કર્યું કે માંજર સરઘસ પણ કહાડવું. ત્યારે પુરૂષો કેમ પાછા રહે ! આમ રવિવારે જુદા જુદા ચાર સરઘસ કહાડવાનું ઠર્યું.

રવિવારે સરઘસનો સમય આઠ વાગતાનો હતો, પણ છ વાગતાથી ધામધુમ શરૂ થઇ ગઈ હતી. સરઘસ નિકળવાની જગ્યાએ હજારો માણસો ભેગાં થઇ ગયાં હતાં. કાંઈ કાંઈ વાતો ચાલતી હતી. કહેવાતું હતું કે વાનરસેનાના કપ્તાનના બાપે તેને બીજે ગામ મોકલી દીધો હતો. આજે નવો કપ્તાન સરઘસમાં નીકળવનો છે. દેશસેવિકાઓમાં પણ નવી બેનો દાખલ થઇ હતી. વાનરોને પોલીસ મારીને વીખેરી નાંખશે એમ લાગતું હતું તેથી આગેવાનોએ કહ્યું કે છોકરીઓને જુદી રાખો. પણ છોકરીઓ કાંઇ માને? એ તો કહે, કે વાનરસેનામાં છોકરાઓ અને છોકરીઓ બેય આવી જાય.

માંજરસેના તો વાનરસેનાની ટુકડી જ છે. વળી અમે કાંઇ માર ખાવાથી બીતાં નથી. અંતે એમ ઠર્યું કે માંજર અને વાનરની ટુકડીઓ સેળભેળ જ નિકળે.

દાદાજી તો આજે સવારે વહેલા ઘરમાંથી નિકળી ગયા હતા. પોલીસ અમલદારો સાથે એ પણ એક જાહેર જગાએ ઉભા હતા. પોલીસની સંખ્યા પણ બહુ મોટી હતી. પ્રથમ દેશસેવિકાઓનું સરઘસ નિકળ્યું. મોખરે ગંગાબેન રાષ્ટ્રધ્વજ લઈને ચાલતાં હતાં. પણ એમની સાથે કેસરીયા સાડીમાં બીજું કોણ હતું ? કોઇ નવી જ સેવિકા હતી. પણ ગામ આખું તેમને ઓળખતું હતું. એ તો નટુની બા હતાં. તેમના હાથમાં પણ રાષ્ટ્રધ્વજ હતો. એમને જોઇને ગામ-લોકે “ જે ” બોલાવી, અને માજીસ્ટ્રેટ સાહેબની પણ “જે” બોલી. દાદાજીની આંખે તો અંધારાં આવ્યાં. દેશસેવિકાનું સરઘસ પુરૂં થતાં જ વાનરસેનાનું સરઘસ નિકળયું. પણ આ શું ? મોખરે એક છોકરો અને એક છોકરી સાથે ચાલે છે. બંનેના હાથમાં રાષ્ટ્રધ્વજ છે. બંને જોરથી “ ઇન્કીલાબ ઝીન્દાબાદ ” ની બૂમો પાડે છે. આ બે કોણ છે ? એ તો નટુ અને વીરૂ છે. આખું ગામ તેમને ઓળખે છે. તેમને જોતાં જ આજુબાજુએ સરઘસ જોવા ઉભેલાં બાળકો સરઘસમાં ભાગ લેવા દોડયાં. સરઘસની લંબાઈ વધતી જ ચાલી.

પણ પોલીસ કેમ શાંત છે ? હજી પુરૂષોનું સરઘસ તો આવવાનું બાકી છે. પણ પોલીસના અમલદારો તો ચાલી ગયા. પોલીસના માણસો પણ ધીમે ધીમે વીખરાઈ ગયા. સરઘસ ગામમાં ત્રણ કલાક ફર્યું અને અગીયાર વાગે વીખરાયું.

નટુ, વીરૂ અને એમની બા ત્રણે જણ ઘેર આવ્યાં. આવતાંની સાથે ત્રણે દાદાજી પાસે ગયાં. નટુની બા દાદાજીને

પગે લાગ્યાં અને કહ્યું, " તમે વડીલ છો. તમારી આજ્ઞા મેં ઉથાપી છે. તમારી શિક્ષા હું માથા ઉપર ધરીશ. મને ફરમાવો તો આ છોકરાંને લઈને તમારૂં ઘર છોડી જઉં."

દાદાજીની આંખમાં આંસુ આવ્યાં. એમણે નટુની બાને માથે હાથ મુકયો. બે છોકરાંને બાથમાં લીધાં અને કહ્યું:

" હું ભાગ્યશાળી છું. મોડા મોડા પણ તમે સૌએ મને મારો ધર્મ શીખવ્યો છે. મેં મારૂં રાજીનામું સરકારમાં મોકલ્યું છે. આજથી આપણા ઘરમાં ખાદી શિવાય કાંઈ કપડું નહિ લેવાય. પણ આ બધું તમને શી રીતે સૂઝયું ? "

" હું તો ઘણાયે દિવસથી મન મારીને બેસી રહી હતી. મારે તો લડતમાં જોડાવુંતું જ, પણ તમારી આજ્ઞા નહોતી. ગઈ કાલે મેં સાંભળ્યું કે છોકરાઓ નટુનો બહિષ્કાર કરવાના છે. અને વળી વીરૂ બોલી કે દાદાજી આપણા મત પ્રમાણે ના વર્તે તો ભલે, પણ આપણે તો આપણા મત પ્રમાણે ચાલવું જ જોઈએ. પછી વળી મને ખબર પડી કે નટુ તો સરઘસમાં જવાનો જ છે. આ કામમાંથી હું તેને અટકાવી પણ કેમ શકું ! એટલે સરઘસમાં મારે પણ જવું એ મને મારી ફરજ લાગી. "

" મને પણ મારી ફરજ સુઝી છે. તમારૂં કલ્યાણ થાવ." દાદાજી બોલ્યા.

\+ + + +

બીજે દિવસે નિશાળમાં નટુનાં માન વધી ગયાં. ખુદ ઘેલુએ આવીને તેની માફી માંગી, અને સાંજની સભા બંધ રહી. નટુએ ઘેલુ સામેના તહોમત જતા કર્યાં, તે માટે ઘેલુએ અંતઃકરણથી તેનો આભાર માન્યો.

# વાનરમંડળ

સરલા બહુજ તોફાની હતી, તે સાથે હોંશીયાર પણ હતી. તેના વર્ગની છોકરીઓ સરલા પાછળ ગાંડી હતી. એ તેમની સરદાર હતી. એક દિવસ બપોરની રજામાં સરલાને નવો વિચાર સૂઝયો. એણે એકદમ નાની નિમૂને દોડાવી અને વર્ગની બધી છોકરીઓને પકડી મંગાવી. તે બધાં એક ઝાડ નીચે ટોળું વળીને બેઠાં.

સરલાએ શરૂઆત કરતાં જણાવ્યું: " જુઓ છોકરીઓ ! આજે મને એક નવો વિચાર આવ્યો છે. આપણી નિશાળમાં પ્રમીલાબાઇ ( મૂખ્ય શિક્ષક ) જુદાં જુદાં મંડળો કાઢવાની છોકરીઓને ભલામણ કરે છે. 'સેવામંડળ', 'ઈતિહાસમંડળ,' 'સાહિત્યમંડળ,' 'કળામંડળ' છે. આટલાં મંડળો તો નિકળ્યાં પણ છે. પરંતુ આ બધાં મંડળ શિક્ષકોએ કઢાવ્યાં છે, અને દરેકમાં શિક્ષક જ મૂખ્ય ભાગ ભજવે છે. મારો વિચાર એમ છે કે આપણે એક મંડળ

આપણી મેળે જ કાઢવું. શિક્ષકોની મદદ ના લેવી. બોલો તમારો શો વિચાર છે ? ”

છોકરીઓ સામટી બોલી ઉઠી : “ હા, હા, આપણે એવું કાંઇ કરીએ. ”

**સરલા** : “ઠીક ત્યારે. જુઓ આપણે મંડળ સ્થાપ્યું.”

**છોકરીઓ** : “ મંડળનું નામ શું ? ”

**સરલા** : “ આપણા મંડળનું નામ ‘વાનરમંડળ.”

છોકરીઓ બધી હસી પડી અને બોલી : “ હા, હા; એ નામ રાખો. બહુ મઝા પડશે.”

**સરલા** : “ પણ તમારે આ બધી વાત બહુ જ ખાનગી રાખવાની છે. આપણા મંડળના નિયમો સાદા છે:–

૧. દરેક સભાસદે ખૂબ તોફાન કરવું.

૨. બીજાને નુકશાન થાય તેવું તોફાન કરવું નહીં.

૩. આપણા તોફાનથી કદાચ શિક્ષક ગુસ્સે થાય, તો તેણે શિક્ષા ગુપચુપ સહી લેવી.

૪. તોફાનથી અભ્યાસમાં ખામી આવવા દેવી નહીં.

બોલો, આ નિયમો તમારે કબૂલ છે ? ”

**છોકરીઓ** : “ હા, હા, અમે પાળીશું. ”

**સરલા** : “ હવે આપણું મંડળ તો સ્થપાયું. પણ તેના દરેક સભાસદે કાંઈક નિશાન અથવા ચાંદ પહેરવો જોઇયે. મારા ભાઈ કોઇ મંડળમાં છે, તે રૂપાનો તારો પહેરે છે, અને તે દિવસે પેલી નર્સ આપણી નિશાળમાં આવી હતી,

તેણે રાતા સાથીયા જેવું કાંઈક હાથે બાંધ્યું હતું. માટે આપણે પણ કાંઇક નિશાન તો હોવું જોઇએ."

છોકરીઓ : "હા, હા, નિશાન તો જોઇએ જ."

સરલા: "એ નિશાનનો પણ મેં વિચાર કર્યો છે. 'કુમાર' માસિકમાં એક બહુ જ સરસ માંકડાનું ચિત્ર આવ્યું છે. એના ઉપરથી જાડા કાગળનાં માંકડાં આપણે કાપવાં. પછી તેમાં રંગ પૂરવા અને સેફ્ટી પીનવતી ચોઢવાં. જુઓ, મેં એક માંકડું તૈયાર પણ કર્યુ છે. આપણા મંડળના નામ પ્રમાણે આ નિશાન છે. વળી માંકડાં બહુ તોફાની હોય એટલે આપણા મંડળનો એ ચાંદ. બરોબર મેં ચાર માંકડાં તૈયાર પણ કર્યાં છે. તમે આ બે લ્યો અને બીજાં તૈયાર કરી નાંખો. આપણા શીવણકામની ઝીણી કાતરથી તે કપાશે."

છોકરીઓ : "હા, હા, આ તો બહુ જ મઝા પડશે."

એટલામાં ઘંટ વાગ્યો અને છોકરીઓ વર્ગમાં દોડી.

અત્યારે શીરીનબાઇનો વર્ગ હતો. તેમણે ચોપડી ઉઘાડી નવો પાઠ આપવા માંડયો. છોકરીઓ શાંત હતી. આમ પાંચ મિનિટ થઇ એટલામાં ચીપ, ચીપ, એવો અવાજ સંભળાયો. શીરીનબાઈ અટકી ગયાં. આસપાસ નજર ફેરવી અને બોલ્યાં :

"કોઇ કાતરથી કાપે છે. કોણ છે ? ઉભી થા."

કોઇ ઉઠયું નહીં. શીરીનબાઈ ગુસ્સે થયાં અને કહ્યું :

" જ્યાં સુધી એ છોકરી ઉભી નહીં થાય, ત્યાં સુધી હું આગળ પાઠ ચલાવીશ નહીં. "

છોકરીઓમાં કાંઇક હાલચાલ થઈ. શીરીનબાઈ બહુજ કડક શિક્ષક હતાં, અને હવે આખા વર્ગને કાંઈક શિક્ષા થશે એમ બધાંને લાગ્યું.

' ચીપ '–' ચીપ ' ફરી અવાજ થયો. આ અવાજ સરલાની કાતરથી થયા હતા. દરેક જણે સરલા તરફ મોં ફેરવ્યું. છોકરીઓ દીલગીર થઇ ગઇ. તેમણે વિચાર્યું કે સરલાએ આવી ભૂલ કેમ કરી ? આ વખત કેમ અવાજ કર્યો ? પણ સરલા મૂર્ખ નહોતી. એણે જાણ્યું કે શીરીન-બાઈ ગુસ્સે થયાં છે એટલે કદાચને તેના પહેલો જેણે અવાજ કર્યો હતો તે કબૂલ કરી દેશે, અને પોતાના મંડળને માથે આફત આવશે. તેમીના બહુ ખબરદાર નહોતી, તેથી પોતે જ બધું માથે લઇ લીધું.

" ચીપ "–" ચીપ " વળી તેણે અવાજ કર્યો.

શીરીનબાઈએ એમની બગલા જેવી ડોક ફેરવીને તે તરફ જોયું, અને " કોણ છે એ ? " એમ બોલ્યાં.

સરલા ધીમેથી ઉભી થઈ. નમ્રતાથી નમન કર્યું અને બોલી: " બેન ! એ તો હું છું. "

છોકરીઓનો શ્વાસ અદ્ધર થઈ ગયો.

" કાતરથી અત્યારે શું કાપે છે ? " શીરીનબાઈએ પૂછયું.

સરલા પાટલી પરથી આગળ આવી. એક હાથમાં કાતર હતી, બીજા હાથમાં એક બહુ જ રમુજી માંકડાનું

નાનું ચિત્ર હતું. તેનું મોં લાલ હતું, આંખો આસમાની હતી, પૂંછડાના વાળ કાળા હતા. બહુ જ અબેહુબ હતું. હસાવી દે તેવું હતું, અને નાનું સરખું હતું.

" એ શું છે ? " શીરીનબાઈ બોલ્યાં.

" બેન, એ તો એક સુંદર માંકડું છે. બહુ જ સરસ છે. તમે એ મારી તરફથી ભેટ તરીકે સ્વીકારશો ? કેવું આબેહુબ છે ! મેં તે ' કુમાર ' માંથી કાપીને ચીતર્યું છે. અને એવું એક ' કુમાર 'ના ઇનામની હરીફાઇમાં પણ મોકલ્યું છે. "

શીરીનબાઈનો ગુસ્સો નરમ થઇ ગયો. તેમણે ધીમેથી કહ્યું, " સરલા, પાઠ ચાલતો હોય તે વખતે આમ બીજી તરફ ધ્યાન ના રાખવું જોઇએ. જા, હવેથી બરાબર ધ્યાન રાખજે."

" બહુ સારૂં. ત્યારે આ માંકડું હું ફાડીને ફેંકી દઉં ?"

" ના, ના. તેં હવે બનાવ્યું જ છે તો રહેવા દે. સારૂં બન્યું છે. અહીં મારા ટેબલ ઉપર મૂકી દે. "

સરલાએ સેફ્ટીપીનની મદદથી તે ટેબલ ઉપર અદ્ધર મૂક્યું અને તે કલાક શાંતિથી પસાર થઇ ગયો.

બીજે દિવસે બધી છોકરીઓ સરલાની આસપાસ વિંટળાઈ વળી અને બોલી :–

" સરલા ! કાલે તો તેં આપણા " વાનરમંડળ " ને ખરેખરૂં બચાવ્યું. "

સરલા હસી પડી અને કહ્યું: " અરે ! હવે તો શીરીનબાઇ આપણા ' વાનરમંડળ ' નાં સભાસદ થયાં. જુઓને આપણી નિશાની એમણે પોતાના ટેબલ ઉપર પણ રાખી છે."

આ સાંભળીને બધી જ છોકરીઓ ખૂબ હસી.

**સરલા :** " લાવો હવે તમારાં સૌનાં માંકડાં બતાવો."

બધી છોકરીઓએ માંકડાં તૈયાર કરી જ રાખ્યાં હતાં. દરેક જણે ભાતભાતના રંગ પૂર્યા હતા.

" બહુ જ સરસ થયાં છે. " સરલા તે જોઈ બોલી.

" સરલા ! તેં તો તારૂં માંકડું શીરીનબાઇને આપ્યું હતું, ને આ ક્યાંથી આવ્યું ? " એક છોકરીએ પૂછયું.

" મેં એક વધારાનું બનાવ્યું હતું. ચાલો હવે આપણા મંડળનું કામ શરૂ કરીએ. " અ " વર્ગની છોકરીઓ ડ્રીલ કરવા ગઈ છે. વર્ગ ખાલી છે. બધી પાટલી અવળી મૂકી દો. શિક્ષકનું મેજ અને ખુરશી ઉંધાં મૂકો. અને પાટીયા ઉપર લખો, 'ઉંધો વર્ગ.' અને નીચે ચાકથી એક માંકડું ચીતરો. આટલું કામ કરીને બધી છોકરીઓ શીરીનબાઈના વર્ગમાં બેસી ગઈ. " અ " વર્ગની છોકરીઓ ડ્રીલ કરીને પાછી આવી તેજ વખતે પ્રમીલાબાઈ પોતે તે વર્ગ તપાસવા આવ્યાં. બધું ઉલટું સુલટું થયેલું જોઇને એમને બહુ જ હસવું આવ્યું. પણ તે કોણે કર્યું હતું તેની તપાસ કરવા શીરીનબાઈના વર્ગમાં ગયાં.

તેમણે 'અ' વર્ગના બનાવની વાત શીરીનબાઈને કહી. શીરીનબાઇએ પેલું માંકડું આજે પોતાની સાડીની પીન સાથે લટકાવ્યું હતું. પ્રમીલાબાઇ તો તે જોયાં જ કરતાં હતાં. શીરીનબાઇ ઘણાં ગભરાયાં અને તેમણે પોતાના વર્ગ તરફ નજર કરી.

સરલા ઉભી થઇ. છોકરીઓ તરફ નજર રાખીને જાણે ડ્રીલ કરાવતી હોય એમ બોલી :

" વાનરમંડળ ! નિશાન ટાંગો. "

એકદમ બધી છોકરીઓએ સેફ્ટી પીનથી માંકડાં પોતાના ડાબા ખભા ઉપર લટકાવી દીધાં. પછી સરલા બોલી:

" પ્રમીલાબાઇ ! 'અ' વર્ગ ઉધો જ છે, અને તે આખી શાળાને બતાવી આપવા માટે જોખમદાર હું છું. "

" અને આ તોફાની છોકરીની જાળમાં હું પણ સપડાઇ છું. " શીરીનબાઇ કાંઇક ગુસ્સાથી બોલ્યાં.

પ્રમીલાબાઈ તો ખડખડ હસતાં હતાં. તેમણે પૂછ્યું : " તમારૂં કયું મંડળ છે ? "

" અમારા મંડળનું નામ ' વાનરમંડળ ' છે, અને અમારૂં નિશાન રંગેલું માંકડું છે. જેઓ માંકડાં પીન ઉપર પહેરે તે અમારા મંડળનાં સભાસદ. આ એક માંકડું તમે સ્વીકારશો ? અને આ લ્યો અમારા મંડળના નિયમો."

પ્રમીલાબાઈએ માંકડું લીધું અને પોતાની સાડીની પીન ઉપર તે લટકાવી બોલ્યાં :

" છોકરીઓ ! આજથી હું તમારા મંડળમાં જોડાઇ છું. તોફાન કરવામાં કાંઇ ખોટું નથી, પણ કોઇને પજવશો નહીં, અથવા તો લેસનની આડે તોફાન આવવા દેશો નહીં."

એટલું કહી તે ચાલી ગયાં.

# શીરીનનું કુરકુરીયું.

" શીરીન ! હજી સુધી કેમ તું નિશાળે ગઇ નથી ? જલદી જા, નહિ તો મોડું થશે." માયજીએ બૂમ પાડી.

" માયજી ! હજી વખત છે. નિશાળના ટાઈમને વીસ મિનિટની વાર છે, અને હું તો પા કલાકમાં પહોંચી જઈશ. પાંચ મિનિટમાં કપડાં પહેરી લેવાશે."

આમ કહી ચોપડી વાંચતાં તે ઉઠી ને કપડાં પહેરવા ગઈ. તે રાજા જ્યોર્જનાં માતા અલેકઝાંડ્રાના માનમાં નીકળેલી ધિ અલેકઝાંડ્રા ગર્લ્સ સ્કુલ (છોકરીઓની નિશાળ) માં જતી હતી. પાંચ મિનિટમાં કપડાં પહેરી તે ઘેરથી નિકળી. તે વખતે રાજાબાઇ ટાવરમાં બરોબર પોણા અગીયારના ટકોરા થયા. તે મનમાં બોલી : " હું ઉતાવળી ચાલીશ તો વખતસર પહોંચી જઇશ. પણ જરા વહેલી નીકળી હોત તો ઠીક થાત."

અગાઉ ઘણીવાર એ મોડી પડી હતી, અને તેને ઠપકો પણ અપાયેલો હતો. વળી આ મહિને નિયમિતપણાનું ઈનામ લેવા શીરીનની કલાસે નક્કી કર્યું હતું. જો શીરીન મોડી જાય તો બધી જ છોકરીઓ એના ઉપર ચીડાઈ જાય, અને વળી બાઈ ઠપકો આપે. નાતાલનો વખત હતો. રસ્તા ઉપર મોટી મોટી દુકાનોમાં સરસ રમકડાં ગોઠવી મુકેલાં હતાં. શીરીનને તે જોવાનું બહુ જ મન થયું, તોપણ જોયું ના જોયું કરીને તે ચાલી. પણ એક દુકાનમાં તો બહુ જ સરસ રમકડાં હતાં. તે જોવા તે એક બે મિનિટ થોભી, પણ વળી પાછી ઉતાવળે પગલે ચાલવા લાગી.

એટલામાં કાંઇક ધીમા ડુસકા જેવો અવાજ તેણે સાંભળ્યો. તે ઉભી રહી અને આસપાસ જોયું. ફરીથી પાછો તે અવાજ થયો. એ તરફ તે ગઈ તો મેદાનની બાજુએ એક સરસ રેશમ જેવા સુંવાળા વાળવાળું નાનું કુરકુરીયું લોચો થઇ પડયું હતું. શીરીને તેને ઉપાડી લીધું. એના પાછલા પગ ઉપરથી ગાડીનું પૈડું ફરી ગયું હોય તેમ લાગ્યું. હવે શું કરવું તેનો શીરીનને વિચાર થયો. નિશાળનો વખત થયો હતો. મોડું થાય તો માયજી, બાઇ અને બીજી બધી છોકરીઓ ઠપકો આપે. પણ બીચારા કુરકુરીયાને આમ રડતું નાખીને કેમ જવાય? એમ પડી રહે તો એ મરી જાય. તેણે તેને પોતાની છાતી-સરસું દાબ્યું, અને લઈ દોડતી ચાલી. જરાક જ આગળ એક દાકતરનું પાટીયું તેણે જોયું હતું, એ જગાએ તે ગઈ. પાટીયું વાંચ્યું: “ ડો. પટેલ, એમ. ડી. ”

એકદમ તે મેડી ઉપર ચાલી અને બારણેથી ઘંટડીનું બટન દબાવ્યું. તરત જ એક માણુસ આવ્યો. શીરીને પૂછયું, "દાકતર સાહેબ છે ?" તેણે હા કહી અને શીરીનને અંદર લઇ ગયો. દાકતર બહાર જ જતા હતા.

શીરીને કહ્યું, " દાકતર સાહેબ ! આ બીચારાનો પાછલો પગ ભાંગી ગયો લાગે છે. તે રસ્તામાં પડેલું હતું અને રડતું હતું તેથી હું એને અહિં લાવી છું. તમે મહેરબાની કરી તેને દવા લગાડી પાટો બાંધજો. મારે નિશાળનો વખત થઈ જાય છે તેથી હું તો જઉં છું."

આમ કહી શીરીન તો દોડતી ચાલી ગઈ, અને લગભગ દોડતી દોડતી જ નિશાળ સુધી ગઇ. દરવાજામાં પેઠી એટલે ઘંટનો છેલ્લો ટકોરો થયો. તે કલાસમાં (વર્ગમાં) ગઇ તે વખતે લેસન ચાલુ થઈ ગયું હતું. શીરીન મોડી પડી. બાઇએ ગુસ્સે થઈ કહ્યું :

" શીરીન, આજે પણ તું મોડી પડી. હમણા છાનીમાની જગાએ બેસી જા. બપોરની રજામાં મને મળજે."

બપોરની રજામાં શીરીન બાઇ પાસે ગઈ. બાઈએ તેને ઠપકો આપીને કહ્યું કે " તેં મને તેમજ તારાં માયજીને આપેલું વચન તોડયું છે."

શીરીને બધી વાત કહી અને બોલી કે આજે મારો વાંક નથી. તેનાં બાઈ દાકતરની તથા તેના અજબ જેવા દરદીની વાત સાંભળી જરા હસ્યાં. પછી તેમણે પૂછયું, " બોલ, તું ઘેરથી કેટલે વાગે નિકળી હતી ?"

શીરીને જણાવ્યું કે બરાબર પોણા અગીઆર વાગે પોતે નિકળી હતી. રસ્તામાં ક્યાંઇ ઉભી રહી હતી કે નહી? એ સવાલના જવાબમાં શીરીને સાચું જ કહી દીધું કે બે દુકાનો-માં રમકડાં બહુ જ સરસ હતાં તે જોવા હું બે મિનિટ થોભી હતી. બાઇએ કહ્યું, “ જો તું તેમ થોભી ના હોત તો જરાએ મોડી પડત નહી. વળી છેક પોણાઅગીઆરે ઘેરથી નિકળી બહુ જ ઉતાવળા નિશાળે આવવું તે પણ સારૂં કહેવાય નહી. તારૂં વાંચવાનું કામ જરા વહેલું પુરૂં કરી દેવું જોઈએ. પછી ધીમેથી અને સાવચેતીથી લુગડાં પહેરવાં જોઇએ, અને તોપણ નિશાળે ધીમા ધીમા અવાય તેટલો વખત રાખવો જોઈએ. જેમ નિશાળમાં આપણે બરોબર ઘંટને ટકોરે કામ કરીએ છીએ, તેમજ ઘેર પણ કરવું જોઇએ. નાવાનું, ખાવાનું, લેસન કરવાનું, બધું જ વખતસર કરવું જોઇએ. ઘરના આ બધા કામનું પણ ટાઈમ-ટેબલ જોઇએ. આજથી આવી ટેવ નહી પડે તો મોટાં થયા પછી બહુ જ નડશે. જો આજે તેં કુરકુરીયાને મદદ કરી બહુ જ સારૂં કામ કર્યું છે અને તેથી હું તને મોડી આવવા માટે સજા કરતી નથી; પણ હવેથી તેમ થાય નહી તે માટે સંભાળજે.”

કલાસની છોકરીઓ પણ તેના ઉપર બહુ જ ચીડાઈ હતી. કારણ કે તે મોડી આવી એટલે એમની કલાસનું નિયમિતપણાનું ઇનામ જતું રહેવાનું. બાઇ પાસેથી શીરીન આવી એટલે એ લોકોએ એને પોતાનો ગુસ્સો જણાવ્યો. શીરીને પોતાનો વાંક કબુલ જ રાખ્યો. કોઈની સામે બીલકુલ

બચાવ કર્યો નહી. કારણ કે એના મનમાં એમજ હતું કે જો હું ઘેરથી પાંચ મિનિટ વહેલી નિકળી હોત તો તથા રમકડાં જોવા ઉભી ના રહી હોત, તો હું મોડી પડત નહી. પણ એણે બધી વાત પોતાની સહી ગુલાંને કરી. ગુલાંએ કુરકુરીયાની વાત બીજી છોકરીઓને કહી. આ સાંભળીને છોકરીઓ શીરીન ઉપર બહુ જ ખુશ થઈ ગઈ. નાનાં છોકરાંઓને નાનાં પ્રાણી બહુ જ ગમે છે. એક કુરકુરીયાને બચાવી લેવા માટે તે બધી શીરીનનાં વખાણ કરવા લાગી. અને જે છોકરી એના ઉપર બહુ જ ચીડાઇ હતી તેણે જ આવીને એને કોટી કરી દીધી.

નિશાળ પુરી થયા પછી શીરીન તથા ગુલાં દાકતરને ઘેર ગયાં. દાકતર નહોતા, પણ નોકરે એક કાગળ શીરીનને આપ્યો. તેના ઉપર શરનામું હતું કે :

" મિસ શીરીન મહેતા. "

આ જોઈ તે તો અજબ થઇ ગઈ. પાકીટ ફોડીને જોતાં અંદરથી નીચે પ્રમાણે કાગળ નિકળ્યો :–

" બહેન શીરીન,

"તમે જે દરદી મને સોંપી ગયાં હતાં, તેનો પગ ધોઈ મેં પાટો બાંધ્યો હતો. એને ઘણી ઇજા થઇ નહોતી. બારીકાઇથી જોતાં એના ગળા ઉપરના ચાંદીના પટા ઉપર તેનું તથા તેના માલીકનું નામ માલમ પડયું. એના માલીક જાણીતા પીટીટ ખાનદાનનાં ....બાઈ પીટીટ છે. તેમને ટેલીફોનથી ખબર આપતાં, તેમણે તેને લઇ જવા એકદમ મોટરમાં માણસ મોકલ્યો. તમે એને કેવી મદદ કરી હતી તે ટેલીફોન ઉપર

મેં જણાવતાં તમને બહુ બહુ દુવાઓ કહી છે. ઉતાવળમાં તમારો ઇતિહાસ મારા ઉમરા ઉપર પડી ગયો હતો તેમાંથી તમારૂં નામ અને શરનામું મને મળ્યું છે. બહેન, તમે મુંગા પ્રાણી તરફ આ પ્રમાણે હમેશાં હેત રાખજો.

લી. દુવાગીર પટેલ દાકતર. ”

આ કાગળ વાંચી શીરીનને બહુ જ આનંદ થયો. ઘેર જઇ તેણે પોતાનાં માયને બધી વાત કહી. માય પણ બહુ જ ખુશી થયાં. બીજે દિવસે આ વાત આખી નિશાળમાં ફેલાઇ ગઇ, અને શીરીન તો બધાંની બહુ જ માનિતી થઈ ગઇ.

થોડા દિવસ પછી નાતાલની રજા આવી. જાન્યુઆરીની પહેલી તારીખે સવારના પહોરમાં શીરીન તથા તેનાં માય, બાવા અને બીજાં સૌ ચહા પીવા બેઠાં હતાં તે વેળા એ એક મોટા ઘરનો નોકર હોય તેવાં કપડાં પહેરેલો માણસ આવ્યો અને “ મિસ શીરીન મહેતા અહિં રહે છે કે ? ” એમ પૂછવા લાગ્યો.

શીરીન દોડતી તેની પાસે ગઈ. તેણે તેને એક મોટું ચોરસ પાકીટ આપ્યું. તેમાંથી બહુ જ સરસ સાલમુબારકનો કાર્ડ નિકળ્યો. સાથે એક ચીઠી હતી. તેમાં નીચે મુજબ લખ્યું હતું :

“ વ્હાલી બહેન શીરીન,

તમે જે નાના કુરકુરીયાને થોડા દિવસ ઉપર બચાવ્યું હતું તેનો હું નાવો ભાઈ છું. હું તમારી સાથે આવીને રહું તો મને રાખશો ?

લી. ટોમી.”

શીરીન આ વાંચતીતી એટલામાં પેલો માણસ મુખમલમાં વીંટાળેલા પોટલા જેવું કાંઈક ખુરશી ઉપર મુકીને ચાલી ગયો. શીરીંને તે જોયું તો તે હાલતું હતું. ધીમેથી ઉપાડીને જોતાં માલુમ પડયું કે એ તો એક સુંદર સુંવાળું રેશમ જેવા મોટા વાળવાળું કુરકુરીયું હતું. તેને ગળે રૂપાનો પટો હતો. તેના ઉપર લખ્યું હતું કે મારૂં નામ ટોમી છે. મારાં માલીક મીસ શીરીન મહેતા છે.

નિશાળની છોકરીઓ આ હકીકત જાણી બહુ જ ખુશી થઇ. એકેએક જણ કુરકુરીયું જોવા તેને ઘેર આવી ગઇ.

થોડા દિવસ પછી નિશાળમાં મુખ્ય શિક્ષકની સહીની નોટીસ આવી કે "આ વખતે ચોથા વર્ગનું નિયમિતપણાનું ઈનામ એક છોકરી એકજ દિવસ એક મિનિટ મોડી આવવાથી ગયું છે. પણ તે વર્ગની એક છોકરીએ મુંગાં જાનવર તરફ જે લાગણી બતાવી છે તે માટે સારી ચાલનું ઇનામ એ વર્ગને આપવામાં આવશે."

શીરીનના હરખનો પાર નહોતો.

# કબૂતરની કળા

સુંદરલાલે એક કબૂતર પાળેલું હતું. તેને એ રોજ દાણા ખવડાવે, હાથ ઉપર બેસાડે અને બહુ બહુ રમાડે. રમતમાં અને રમતમાં એમણે તેને ચીઠીઓ લઇ જતા પણ શીખવ્યું હતું. નાના કાગળમાં ચીઠી લખે અને પછી એ તેને ગળે બાંધી દે. બે ચાર ઘર તેને બતાવ્યાં હતાં. જે ઘર તરફ મોકલવું હોય, તે ઘર તરફ એને ઉડાડે, એટલે છેક તે ઘરની બારીએ જઇને બેસે. પછી તેને કોઇ જુવે એટલે એને ગળેથી ચીઠી છોડી લે. ધીમે ધીમે ચાર પાંચ જણનાં નામ પણ તે સમજવા લાગ્યું હતું.

સુંદરલાલ રોજ સાંજે ફરવા જતા તે વખતે ઘણું ખરૂં પોતાના કબૂતરને પણ સાથે જ લઇ જતા. કોઇવાર તે તેમને ખભે બેસે, કોઇકવાર આગળ પાછળ ઉડતું ઉડતું આવે; કોઈક વાર તે તેમની છત્રી કે લાકડીના હાથા

ઉપર બેસીને જાય: પણ કોઈ દિવસ તે નાસી જતું નહી. એક દહાડો રજા હતી તેથી સુંદરલાલ બપોરે ફરવા ગયા હતા. તે વખતે કબૂતર તેમની પાછળ પાછળ પણ ઉંચે ઉડતું ઉડતું જતું હતું. સુંદરલાલ તે દિવસે બહુ જ આઘા નિકળી ગયા. ત્યાં ઝાડી આવી. કબૂતરને તો ઝાડીમાં બહુ જ મઝા પડી. ચાંચથી પાંદડાં તોડે, ફળો ખાય, અને એક ઝાડથી બીજા ઝાડ ઉપર બેસતું જાય.

એટલામાં એક મોટર આવી, સુંદરલાલ ચાલતા હતા તે જગાએ ઉભી રહી. તેમાંથી બે મજબૂત માણસો ઉતર્યા. એમણે સુંદરલાલને કહ્યું કે એકદમ મોટરમાં બેસી જાવ, નહી તો આ પીસ્તોલથી તમારો જીવ જશે. એમ બોલી પીસ્તોલ તેની સામે તાકી. સુંદરલાલ તો વગરબોલે મોટરમાં બેસી ગયા. આ વખતે કબૂતર એક વડ ઉપર બેઠું બેઠું પાકા ટેટા ખાતું હતું. તેણે સુંદરલાલને મોટરમાં બેસતા ઝાડ ઉપરથી જોયા. એકદમ ઉડીને તે સુંદરલાલ પાસે ગયું, પણ એટલામાં મોટર ચાલતી થઈ ગઈ. એટલે તે મોટરની છતરી ઉપર જ બેસી ગયું.

મોટર પા કલાક પછી એક મકાન આગળ જઈને ઉભી રહી. મકાન નાનું હતું. આસપાસ બીજું એક પણ મકાન નહોતું. આજુબાજુ મોટો બગીચો હતો, અને દૂર માળીની ઝુંપડી હતી. સુંદરલાલને પેલા લોકો એક ઓરડીમાં લઈ ગયા અને બારણાં વાસી દીધાં. કબૂતર તો એક ઉંચા પવન જવાના કાણામાંથી તે ઓરડામાં દાખલ થયું અને છાપરાના એક મોભારીયા ઉપર બેસી રહ્યું. કારણ

કે સુંદરલાલે એને એવી ટેવ પાડી હતી કે એમની સાથે કોઈ વાત કરતું હોય ત્યારે વચ્ચે આવવું નહી.

પેલા બે માણસો હોંશીયાર લુંટારા હતા. તેમણે સુંદરલાલની ઘડીયાળ, વીંટી, અછોડો તથા પાકીટ માંગી લીધાં. પછી કહ્યું કે એક ચીઠી તમારે ઘેર લખી આપો, અને પાંચ હજાર રૂપિયા મંગાવો. આજ સાંજ સુધી અમને રૂપિયા નહી મળે તો અમે તમને મારી નાંખીશું. લુંટારા જાણુતા હતા કે સુંદરલાલ પૈસાવાળો છે, અને એકદમ રૂપિયા મંગાવી શકશે. કહેવા પ્રમાણે સુંદરલાલે ચીઠી લખી આપી. પછી બે જણા સુંદરલાલને એકલો મૂકી ચાલી ગયા. બહારથી બારણે તાળું વાસી દીધું. બધી બારીઓએ તો લોઢાના સળીયા હતા જ એટલે સુંદરલાલ એક કેદી બની ગયા.

લુંટારાઓ ઓરડાની બહાર નિકળ્યા કે તરત જ કબૂતર સુંદરલાલની પાસે આવ્યું. તેને સુંદરલાલ તો ભૂલી જ ગયા હતા. કબૂતરને જોઈને એમને બહુ જ આનંદ થયો. પછી તરત જ વિચાર કર્યો કે આ કબૂતરની મારફતે અહિંથી છુટવાનો હું પ્રયત્ન કરૂં. એમ વિચાર કરીને તેમણે પોતાના ખીસ્સામાંથી ડાયરી કાઢી અને તેમાંથી એક પાનું ફાડી પેનસીલથી પોતાના ભાઈ ઉપર એક ચીઠી લખીને પોતે કયે ઠેકાણે કેદમાં છે તે હકીકત જણાવી. એ કેદ હતા તે જગા કઇ હશે તે તો તે બરોબર જાણુતા નહોતા, પણ નિશાની તેમણે આપી હતી. પોતાના ધોતીયામાંથી એક દોરો ખેંચી કાઢી તેમણે કબૂતરને ગળે

ચીઠી બાંધીને કહ્યું કે ઘેર લઇ જા. કબૂતર પણ જાણે એકદમ સમજી ગયું હોય તેમ ઉડી ગયું. કબૂતર બહાર નિકળ્યું તે વખતે જ પેલી મોટર પાછી જતી હતી. કબૂતર તો પાછું મોટરની છત્રી ઉપર બેસી ગયું. મોટર પણ સુંદરલાલના ઘર તરફ જ ચાલી. સુંદરલાલનું ઘર પાસે આવ્યું એટલે કબૂતર ઉડીને બારીમાં જઇને બેઠું, અને મોટર બારણા આગળ ઉભી.

સુંદરલાલનો ભાઇ મેડીમાં જ હતો. તેણે કબૂતરને જોયું, અને તેના ગળે ચીઠી બાંધેલી જોઇને એને નવાઇ લાગી. એકદમ ચીઠી છોડી અને તે વાંચતાં જ તે ગભરાયો. એટલામાં નીચેથી નોકર આવ્યો અને કહ્યું કે મોટરમાં એક શેઠ આવ્યા છે તે તમને નીચે બોલાવે છે. એ સમજી ગયો અને કહ્યું કે, શેઠને નીચે બેસાડ. હું બહુ જ કામમાં છું, પાંચ મિનિટમાં તે પતાવીને આવું છું. એમ કહી એણે એકદમ છુપી પોલીસ ખાતામાં ટેલીફોન કર્યો અને પોતાનો ભાઈ એક ઠેકાણે કેદ પકડાયો છે અને પાંચ હજાર રૂપિયા તેમને હું ના આપું તો લુંટારા લોકો એને મારી નાંખવાનું કહે છે, એ બધી હકીકત કહી. ત્યાંના એક અમલદારે એના ઘરનું શરનામું બરાબર પૂછી લીધું અને કહ્યું કે હું હમણાં આવું છું.

પછી સુંદરલાલનો ભાઈ નીચે ગયો. ત્યાં તો પેલા લુંટારાભાઇ શેઠીયાના જેવાં કપડાં પહેરી બેઠેલા હતા. તેમણે કહ્યું કે “મારે તમારી સાથે ખાનગી જરૂરી વાત કરવી છે.”

તે ઓરડામાં બીજું કોઇ હતું નહી એટલે તેમણે કહ્યું

કે "તમારા ભાઈ હમણા ન હમણા પાંચ હજાર રૂપિયા મંગાવે છે. જો તે રૂપિયા તમે નહી આપો તો એમનો જીવ જોખમમાં છે. તમે આ ચીઠી વાંચો એટલે તમારી ખાત્રી થશે. છાનામાના રૂપિઆ આપી દ્યો. તમે મને પોલીસમાં સોંપી દેશો તોપણ નકામું છે. કારણ કે આજે રાત્રે આઠ વાગ્યા સુધીમાં હું મારે મુકામે જઇશ નહી તો મારા સાથીદારો એમ સમજશે કે હું પકડાઇ ગયો છું અને તેથી તમારા ભાઈને તે મારી નાંખશે અને બધા કોઈક જગાએ જતા રહેશે. માટે જલદીથી રૂપિયા આપી દ્યો."

સુંદરલાલના ભાઈએ કહ્યું, "પાંચ હજાર રૂપિયા ઘરમાં તૈયાર નથી; પણ જો મારા ભાઇનો જીવ બચાવવાનો હોય તો હું ગમે ત્યાંથી લાવીને તમને આપીશ. તમે એક કલાક અહિં બેસશો. આજે રજાનો દિવસ હોવાથી પૈસા ભેગા કરતાં જરા હરકત નડશે. નહી તો પા કલાકમાં બેંકમાંથી લાવી આપત." પેલા લુંટારાએ વાત કબૂલ કરી, અને કહ્યું કે "હું અહિ બેસીશ, તમે રૂપિયા લઇ આવો." સુંદરલાલના ભાઇએ નોકરને ચ્હા બનાવવાનો હુકમ કર્યો, અને કહ્યું હું બહાર જઇને પાછો આવું છું તેટલો વખત આ ભાઇને અત્રે બેસાડજો, જોઇતું કરતું આપજો.

આ બધી વાત પાંચ મિનિટમાં થઇ. તરત જ સુંદરલાલનો ભાઈ કબૂતરને લઈ બહાર નિકળ્યો. સામેથી છુપી પોલીસના બે માણસો આવ્યા. તેમને જરા દૂર લઇ જઇ બધી વાત કરી એટલે બેમાંથી એક જણ ત્યાં આગળ પેલા

લુંટારૂ ઉપર દેખરેખ રાખવા રહ્યો, અને બીજો પોતાની ઓફિસે ગયો. ત્યાંથી મોટરસાઇકલ લીધી અને સુંદરલાલના ભાઇ સાથે સુંદરલાલે આપેલી નિશાની પ્રમાણે જવા નિકળ્યો. પાછળ બીજી મોટરમાં પાંચ હથીયારબંધ માણસો પણ નિકળ્યા. વચમાં બે રસ્તાઓ જુદા પડે ત્યાં સાઈકલ ઉભી રાખીને કબૂતરને છુટું મૂકે, અને તે જે રસ્તે ઉડતું જાય તે રસ્તે આ લોકો વળે; અને પાછું કબૂતર એમની પાસે આવતું રહે. તેઓ ખૂબ ઝડપથી જતા હતા એટલે વીશ મીનીટમાં તો પેલા મકાન આગળ જઈ પહોંચ્યા. થોડે દૂર ઉભા રહ્યા અને શું કરવું તેનો વિચાર કર્યો. છુપી પોલીસવાળાએ એક પોટલી છોડી બાવાનાં લુગડાં કાઢી તે વેશ પહેરી લીધો. પાસે ભરેલી પીસ્તોલ સંતાડીને રાખી. મોટર તથા સાઇકલ રસ્તામાંથી ખસેડી ઝાડી વચ્ચે મૂકી દીધી. બાકીના માણસો સંતાતા છુપાતા પેલા મકાન તરફ ચાલ્યા.

કબૂતરને છોડી મૂકયું એટલે તે સુંદરલાલના ઓરડામાં ગયું. તે ઉડીને આવ્યું નહોતું એટલે જરાયે થાકેલું નહોતું. તેને જોતાં જ સુંદરલાલને ખબર પડી કે તે કાં તો ગયું નથી, અથવા તો કોઇની મોટરમાં આવ્યું છે. તેમણે બધી જાળીયોમાંથી આસપાસ જોવા માંડયું. પાછલી તરફ તેમણે જોયું એટલે તેમનો ભાઈ વાડામાં સંતાયેલો હતો તેણે માથું બહાર કાઢયું. તે ધીમેથી આસપાસ જોતો જોતો ત્યાં આવ્યો, અને તેણે સુંદરલાલને એક પીસ્તોલ જાળીમાંથી આપી. “અમે તમને છોડાવવા આવ્યા છીએ. કોઇ તમને મારવા

આવે તો આ પીસ્તોલ વાપરજો" એટલું કહી તે પાછો સંતાઈ ગયો.

બાવાના વેશવાળો માણુસ તો ભીખ માગવાને બહાને છેક અંદર ગયો. પગથીયા આગળ તેને એક માણુસે અટકાવ્યો. તેની સાથે ધરમની વાત કરવા માંડી. જોતિષની વાત કરી, એટલે તે માણુસ વાતે વળગ્યો. વાતમાં ને વાતમાં પૂછી લીધું તો જણાયું કે બંગલામાં ચાર માણુસો જ છે. પછી તેણે એકદમ કુદકો મારી તે માણુસની ગળચી પકડી. પીસ્તોલ ધરી અને કહ્યું કે જો બૂમ પાડીશ તો મારી નાખીશ. પછી ઝોળીમાંથી દોરડું કાઢી એને બાંધી લીધો. બાંધ્યા પછી એને પૂછયું કે પેલા માણુસને અહિં લાવ્યા છો તે બતાવ. તરત જ તેણે ચાવી આપી આંગળી કરી તે તરફ જઈ તેણે ઓરડો ઉઘાડી સુંદરલાલને બહાર કાઢયા. પછી તમરા જેવો અવાજ કરી ઝીણી સીસોટી મારી એટલે એક સાથીદારે બહાર ડોકું કાઢયું. તેને કહી દીધું કે બધા એકદમ મોટા બારણા આગળ ઉભા રહો. ઓરડે ઓરડે ફરીને તેમણે ઘરમાંના ત્રણે માણુસોને બાંધી આણ્યા. આ ચારે માણુસોને બાંધીને ચાર જણુને તેમની ચોકી ઉપર મૂકયા. મોટર સાઇકલ ત્યાં રાખીને છુપી પોલીસનો માણુસ, સુંદરલાલ તથા તેમના ભાઈને મોટરમાં બેસાડીને નિકળ્યો.

પેલા લુંટારૂના સરદાર તો સુંદરલાલના ઘરમાં બેઠા હતા. સુંદરલાલનો ભાઈ પહેલાં છુપીપોલીસના માણુસ સાથે ઘરમાં ગયો અને તેને એકદમ પકડીને બાંધી લીધો,

એટલે તરત જ સુંદરલાલ આવ્યા. પેલા ભાઇએ જાણ્યું કે આપણે પકડાઇ ગયા એટલે એ કાંઈ બોલ્યો નહિં. છુપી પોલીસનો માણસ તેને કેદ કરીને લઇ ગયો.

સુંદરલાલે તે દિવસે કબૂતરને બહુ જ રમાડ્યું. તેને માટે મોટું પાંજરા જેવું ઘર કરાવ્યું. તેમાં તેને માટે હિંચકો બંધાવ્યો. એક ખાવાનો ઓરડો કરાવ્યો. ત્યાં જાત જાતનું ખાવાનું તૈયાર, અને અંદર વિજળીનો નાનો સરખો દીવો. કબૂતરનાં માન તો બહુ જ વધી ગયાં. એને લીધે સુંદરલાલ બચી ગયા, અને લુંટારૂની ટોળી પકડાઈ. આ બધા લુંટારૂને કચેરીમાં કેદની સજા થઇ અને કબૂતરની બહાદુરીની વાતો બધાં પેપરોમાં આવી, તથા એક પેપરવાળાએ તો તેની છબી પણ આપી.

આ કબૂતર હજી પણ સુંદરલાલ પાસે છે. આટલું બધું સુખ મુકીને શું કરવા તે ઉડી જાય !

સુંદલાલને લાગ્યું કે વાનરસેનાની મદદમાં આવાં પંખીઓ પણ હોય તો સારૂં.

## હાથી રાજા અને કાબર.

એક હતી કાબર. એ ઈંડાં મુકવાની થઇ. એનાં મનમાં કે હું એવી જગાએ ઈંડાં મુકું કે કોઇ ત્યાં આવી શકે જ નહિં. એટલે એ તો જગાની શોધમાં નિકળી. શોધતાં શોધતાં એ બહુ જ દૂર ગઇ. ત્યાં એક મોટું તળાવ આવ્યું. આ તળાવ બધું સુકાઈ ગયું હતું. છેક વચમાં થોડું પાણી હતું. બાકીના બધા ભાગમાં લીલોતરી ઉગી હતી. કાબરે જાણ્યું કે જગા સારી છે. ત્યાં મોટાં પંખીઓ આવતાંય નહિ અને મોટું લીલુંછમ મેદાન ખાલીખમ હતું.

કાબરે વિચાર્યું, હું અહીં ઇંડાં મુકીશ. પછી તેને નિરાંતે સેવીશ, અને એમાંથી બચ્ચાં થશે તે પણ અહીં છુટથી રમશે. એમ વિચારી તેણે ઘાસમાં ચાર ઇંડાં મુક્યાં. થોડે દહાડે આ ઇંડાંમાંથી ચાર બચ્ચાં બહાર આવ્યાં. કાબરને

તો હરખ માય નહીં. રોજ ચણ લઈ આવે અને બચ્ચાંના મોંમાં મુકે. બચ્ચાં પણ ત્યાં કુદાકુદ કરે. હજી તેમને પાંખો નહોતી આવી. પણ મેદાન મોટું હતું એટલે રમવાની મઝા હતી.

આમને આમ થોડા દહાડા ચાલ્યું. પણ એક દહાડો કાબરે મોટો અવાજ સાંભળ્યો. માથે સુરજ તપતો હતો. તોપનો જાણે કડાકો થયો! કાબર તો ગભરાઇ ગઇ. એને ચિંતા થવા લાગી. બચ્ચાંને મુકીને એ તો ઉડી, અને જોવા ચાલી કે છે શું?

એણે તો દૂર દૂર ગયા પછી મોટું હાથીઓનું ટોળું જોયું. આ હાથીઓની એક વાત હતી. મોટા જંગલમાં હાથીનું એક મોટું ટોળું રહેતું હતું. તેમાંનો એક રાજા હતો. એનું કહ્યું બધાયે માને. પણ તેમાં એક હાથી બહુ અદેખો હતો. એ કહે કે હું કેમ રાજા નહીં? પણ એનું કાંઇ ચાલ્યું નહીં. બીજા હાથીઓએ એને ત્યાંથી મારી કાઢયો. એટલે એ તો એકલો બહુ જ આઘે રહેતો હતો. ના મળ્યું રાજ કે ના મળી મઝા! એને એકલા રહેવું પડયું.

હાથીઓનું મોટું ટોળું તો રોજ મઝા કરતું હતું, અને વરસમાં એક વાર એ બધા હાથી આ તળાવમાં નહાવા આવતા હતા. હાથીઓને તાપ બહુ લાગે, એટલે એમને નહાવાનું બહુ જ ગમે. પાણીમાં પડે, સુંઢથી પાણી ઉછાળે, અને પાણીમાં બહુ જ રમે. આજે પણ આ આખું ટોળું તળાવમાં નહાવા આવતું હતું. બધા હાથીઓ તોફાન કરતા

હતા. ધૂળનો તો જાણે ડુંગર દેખાતો હતો. ધમ ધમ ચાલે અને બધી ધરતી ધ્રુજે.

કાબરને તો બહુ ચિંતા થઈ. આ બધું શું છે તે જોવા તે ઉંચે ઊડી. હાથીઓને પોતાની તરફ એણે આવતા જોયા. એણે તો જાણ્યું કે હવે મારાં ચારે બચ્ચાંનું આવી બન્યું. માનો જીવ એટલે એને તો રડવું આવ્યું. પોતે તો ઉંચે ઊડે પણ બચ્ચાંને શી રીતે બચાવાય! એણે વિચાર કર્યો કે પ્રયત્ન તો કરવો. હાથ જોડીને બેસી રહેવાથી શું વળે ? એ તો ઉડતી ઉડતી હાથીના ટોળા સામે ગઈ.

સૌથી આગળ એમનો રાજા ચાલતો હતો. ધીમી મલપતી ચાલે એ આગળ વધતો હતો. કાબરે પણ જાણ્યું કે આ એમનો ઉપરી હશે. એ તો એના માથા ઉપર જઈને બેઠી. હાથીએ તો તરત કાન ફફડાવા માંડયા એટલે કાબર બોલી :

" હાથી રાજા ! હાથી રાજા ! ઓ હાથી રાજા ! તમે ક્યાં જાવ છો ? "

"અમે તો તળાવમાં નહાવા જઇયે છીયે." હાથી બોલ્યો.

" ના, તમે ત્યાં જશો નહીં. મારાં બચ્ચાં ઘાસમાં સુતાં છે, એમને પાંખો નથી કે ઉઠી જાય. પાસે ઝાડ નથી કે હું તેમને ઉંચકીને તે ઉપર મુકી દઉં. માટે તમે નહાવા ના જશો. પાછા વળો. " કાબર બોલી.

હાથી કહે : " ગાંડી કાબર એ શું બોલી ? હવે તો હું પાછો વળું તોયે મારૂં લશ્કર માને નહીં. "

કાબર કહે : “ ત્યારે તમે રાજા શેના ? આટલાં નાનાં બચ્ચાંને બચાવી ના શકો તો તમે મોટા શેના ? ”

હાથીએ વિચાર કર્યો કે કાબરની વાત પણ ખરી છે. આપણું જોર કાંઈ નાનાને છુંદવા માટે નથી; નબળાંને બચાવવા માટે છે. છેવટે એણે કાબરને કહ્યું: “ કાબર, તું મારી પાસે રહેજે. હું તારાં બચ્ચાંને બચાવી લઈશ. ”

એમને એમ બધાં આગળ ચાલ્યાં. કાબરનાં બચ્ચાં હતાં એ જગા આવી એટલે કાબરે હાથીને એ જગા બતાવી. હાથીએ બચ્ચાં જોયાં, અને પોતાની ઝીણુકી આંખો ખુશાલીથી મચમચાવી. પછી બચ્ચાં બરાબર પોતાના પેટ નીચે આવી જાય એમ તે ઉભો. ચાર મોટા થાંભલા જેવા પગ અને હાથીનું શરીર. કાબર તો આનંદ પામી. પાછળ આવતા ટોળા સામે મોં કરીને હાથીનો રાજા ઉભો રહ્યો. પોતાની સુંઢ ઉંચી કરીને આમતેમ હલાવતો જાય, એટલે બધા હાથીઓ આજુબાજુએ થઇને ચાલ્યા જાય.

હાથી તો બધા નહાવા પડયા. પાણીમાં નહાય અને તોફાન કરે. એક બીજા ઉપર પાણી ઉરાડે, માથાં લડાવે, સુંઢની સુંડ ભેરવે, એમ બહુ બહુ મઝા કરે. એમનો રાજા આ બધું જોયાં કરે. તેને નહાવા જવાનું મન બહુ થઇ જાય. પણ બચ્ચાંને એકલાં મુકે તો કોઈ હાથી કદાચ ત્યાં આવી જાય અને બચ્ચાં છુંદાઈ જાય એમ ધારીને એ તો ત્યાં જ ઉભો રહ્યો. ત્રણ ચાર કલાક સુધી નહાઇને બધા હાથીઓ થાકયા એટલે બધા બહાર નીકળ્યા. પછી લીલા ઘાસમાં તોફાન કરવા માંડયું. આખા મેદાનમાં દોડાદોડ કરી મુકી. લીલો-

તરી વાળું મોટું મેદાન એક કલાકમાં તો ઘાસ વગરનું થઈ ગયું. આખાયે મેદાનમાં ફક્ત થોડો જ લીલો કકડો રહ્યો અને તે કાબરનાં બચ્ચાંવાળો.

છેવટે બધા હાથીઓ પાછા વળ્યા, એટલે એમનો રાજા પણ સાચવીને નિકળ્યો. કાબરે એનો બહુ બહુ આભાર માન્યો, અને કહ્યું કે, " તમે હોત નહીં તો મારાં ચારે બચ્ચાં આજે મરી જાત. તમારૂં રહેઠાણ મને બતાવજો. બચ્ચાં ઉડતાં થશે ત્યારે કોઇક દહાડો અમે સૌ તમારો ઉપકાર માનવા આવીશું. "

હાથી રાજા તો દોડતો દોડતો આખા ટોળાન મોખરે થઈ ગયો. એની જગ્યા તો એ જ હતી. એ દોરે ત્યાં બીજા જાય. પણ આજે એ પાણીમાં ના આવ્યો તેથી કેટલાએક હાથીઓને ખોટું લાગ્યું હતું. પણ હાથીરાજાએ કાબરનાં બચ્ચાંની વાત એમને કહી; એટલે બધા બહુ હરખાઇ ગયા, અને પોતાના રાજાને મુબારકબાદી આપી. બધાએ કહ્યું કે રાજા આવા જ જોઈએ. પોતાના સુખનો વિચાર ના કરે પણ બીજાને સુખ આપે.

એ રાત્રે હાથી રાજાના મનમાં બહુ જ સંતોષ હતો. એનું મન આનંદથી ભરેલું હતું. એને લાગ્યું કે સારૂં કામ કરવાથી જ આનંદ થાય છે. એનો કાંઈ બદલો મળે નહીં તોપણ મનનો સંતોષ અને આનંદ જ બસ છે.

## મહાજનનો આખલો.

રમુ બહુ જ રમતીયાળ, દોડવામાં હોંશીયાર, ઝાડ ઉપર ચઢી જાય, પતંગ ચડાવે, મોઈદંડા રમે, પણ એનામાં એક ખોડ હતી. જીવડાં, વંદા અને પતંગીયાંથી પણ તે બહુ બીતો હતો.

નિમુ સાથે એને બહુ જ દોસ્તી હતી. નિમુને ત્યાં ધોળી ઉંદરડીયો પાળેલાં હતી. નિમુ હતી તો છોકરી પણ ઉંદરડીથી જરાકે બીતી નહોતી. આ ઉંદરડીઓ માટે સરસ પાંજરૂં હતું અને તેમાં ઉંદરડીઓનું ખરેખરૂં ઘર બનાવેલું હતું. આ ઘર રમુને બહુ જ ગમતું હતું. એ જોવાનું એને મન થતું હતું. પણ ઉંદરની એને બહુ બીક લાગતી હતી. એક વાર તો બહુ મઝા થઇ. રમુ ઉંદરનું પાંજરૂં જોતો હતો, એટલામાં નિમુએ તેનું બારણું ગુપ-

ચુપ ઉઘાડયું અને ઉંદરનાં બે બચ્ચાં બહાર કાઢયાં. એક બચ્ચું કૂદયું અને રમુના પહેરણની બાંયમાં પેસી ગયું. રમુ તો કુદવા માંડયો. 'બાપ રે ! બાપ રે !' એમ બુમો પાડવા મંડયો, અને નિમુ ઉભી ઉભી હસ્યા કરે. છેવટે ઉંદર એની મેળે જ બહાર નીકળ્યો અને પાંજરામાં જતો રહ્યો.

તે દિવસથી રમુનું નામ "રમેશ બાયલો" પડયું ! એ જરા મોટો થયો તોપણ એ નામ પડી ગયું તે કાયમ રહ્યું. હવે તો રમુને એ નામથી ખોટું પણ નહોતું લાગતું. એ પોતે પણ કહેતો હતો કે મારે બીવું તો ના જોઇએ. પણ હું શું કરૂં ! મને કોણ જાણે બીક લાગી જ જાય છે. મારો નાનો ભાઈ બચુ પતંગીયાં હાથમાં પકડે છે અને મને તો એટલી બધી બીક લાગે છે કે હું તો બાગમાં જતો જ નથી. મને તો વંદા, પતગીયાં અને એવું એવું જોઈને ચીતરી ચઢે છે.

રમુ અને નિમુની સાથે દમન અથવા દમુ પણ રોજ રમતો હતો. વરસાદના દિવસ ગયા પછી હમણાં સારો ઉઘાડ નીકળતો હતો એટલે એ બધાં આજે ખેતરમાં રમવા ગયાં. નિમુને ફુલ ભેગાં કરવાનો બહુ શોખ હતો એટલે ફુલ ભેગાં કરતી કરતી તે આમ તેમ ફરવા મંડી. હમણાં બધાં ખેતરોને વાડ કરેલી હતી અને જ્યાં છીંડાં હતાં ત્યાં પણ ઝાંખરાં ગોઠવ્યાં હતાં.

નિમુ પાસે એક સરસ કાતર હતી. હમેશાં તે કાતરથી જ ફુલ કાપતી હતી. ફુલને ખેંચીને તોડે તો બીજી

કળીઓ ખરી જાય અને છોડ પણ ખેંચાઈ જાય, માટે તે હમેશાં પોતાની પાસે કાતર રાખતી હતી. આ કાતર રમુને બહુ જ ગમતી હતી. એણે નિમુ પાસે તે માંગી, પણ નિમુ શેની આપે! રમુએ બદલામાં પોતાનો મોટો લાલ રૂમાલ આપવા માંડયો. એ આગગાડીનો પોર્ટર બનતો ત્યારે આ રૂમાલની ધજા કરતો હતો. કદી પણ કોઈને તે આપે નહીં પણ આજે કાતર માટે તે આપવા માંડયો. નિમુને પણ તે બહુ જ ગમતો હતો. પણ કાતર આપે તો પછી નિમુ ફુલ શેનાથી ઉતારે? એટલે તેણે ના લીધો. આજના આનંદમાં આ કાતરથી જરા અડચણ આવી, પણ રમુ કાંઇ વારંવાર એ માગ્યા કરે તેવો નહોતો.

રમુ, નિમુ અને દમુ આજે જરા વધારે દૂર ગયાં. અહિં એક ખેતરમાં આખલો રાખેલો હતો. એ મહાજનનો આખલો કહેવાતો હતો. અને આ ખેતર તે આખલાનું ખેતર કહેવાતું હતું. એ ખેતરમાં તે આખલો છુટો ફરતો. તે ઘણો ભડકણો હતો અને મારકણો પણ હતો. જરા જરામાં ભડકે અને મારવા દોડે. છોકરાં આ ખેતરમાં કદી જતાં જ નહીં, પણ આજે કોઈને ધ્યાન ના રહ્યું. ધુનમાં ને ધુનમાં એ ખેતરમાં ગયાં. આખલો ખેતરને બીજે છેડે નિરાંતે બેઠેલો હતો. રમુ મોઢેથી સીટી વગાડતો એક જાંબુડી નીચે જાંબુ વીણવા ચાલ્યો, અને નિમુ તથા દમુ એક ચંપાના ઝાડ નીચે ફુલ વીણવા લાગ્યાં.

આખલો ઉઠયો. તેને લાગ્યું કે મારા રાજ્યમાં કોઈ ચઢી આવ્યું છે! તે ડોલતો ડોલતો આવ્યો. પહેલાં રમુએ

તેને જોયો. નિમુ તરફ તે જતો હતો. તેનું પુંછડું ઉંચું થવા માંડયું હતું, અને હમણાં જ તે દોડવા માંડશે એમ લાગતું હતું. જરા વારમાં તો તે જઈને બંને છોકરાંને ઉથલાવી નાખશે તેમ લાગતું હતું. રમુને ઝાડ ઉપર ચડતાં હમેશાં વાર લાગતી હતી, તોપણ તેણે એક પળમાં નિશ્ચય કર્યો કે નિમુને બચાવવી જ જોઇએ. તે નાની છે અને વળી છોકરી છે. પોતે છોકરો છે ને ત્રણેમાં મોટો છે. આમ વિચારી તેણે એકદમ મોટો પથરો લઇને આખલાને માર્યો અને મોટી બુમ પાડી. આખલાએ માથું પાછું ફેરવીને જોયું એટલે રમુએ પોતાનો લાલ રૂમાલ પહોળો કરીને સામે ધર્યો. પછી આખલાનું શું પુછવું ! એકદમ તે પાછો ફર્યો ને રમુ તરફ પુરપાટ દોડતો આવ્યો. રમુએ તરત જ જાંબુડીના ઝાડ ઉપર ચડવા માંડયું. જીવ ઉપર આવીને તેણે હાથપગ ચલાવ્યા. હાથ છોલાયા, પગે ઉઝરડા પડયા. પણ જો આખલાના સપાટામાં આવી જાય તો તો તે રામ જ રમાડી દે ! જેમ તેમ કરતાં એક નીચી ડાળી તેના હાથમાં આવી. એકદમ ઝોલો ખાઇને તે ઉપર ચડી ગયો. તેટલામાં આખલો તે ઝાડ નીચે આવીને ઉભો એટલે પાછો ફરી રમુએ લાલ રૂમાલ તેની સામે ધર્યો. હવે તો આખલો બહુ જ ચીડાયો. પાછા હઠીને જોરથી તેણે ઝાડ તરફ ધસારો કર્યો અને ઝાડને પોતાનું માથું મારીને હચમચાવી નાંખ્યું. રમુએ મોટી બુમ પાડીઃ " નિમુ ! દમુ ! વાડ કુદીને બહાર નીકળી જાવ. જલદી જાવ, નહીં તો મરી જશો."

રમુએ આખલાને પથરો માર્યો ત્યારથી જ નિમુ અને દમુ ચેતી ગયાં હતાં. આખલો પાછો ફર્યો એટલે

તેઓ નાસવા માંડયાં હતાં. હમુ તો નિમુનો હાથ ઝાલીને તેને જોરથી ઘસડતો જ હતો. વાડમાં એક જેવું તેવું છીંડું તેની નજરે પડયું. ગમે તેમ કરી તેમાંથી નીકળી જવાનું તેણે નિમુને કહ્યું. નિમુ નીકળી અને પાછળ પોતે પણ નીકળી ગયો. થોરીયાના ઉઝરડા બંનેને પડયા. રમુએ જોયું કે બેઉ જણ સલામત નીકળી ગયા. એટલે તેણે લાલ રૂમાલ નીચે નાંખી દીધો, અને "કોઇ આવો, કોઈ આવો," એમ બુમો પાડવા લાગ્યો. ચિંતાથી, ત્રાસથી અને ઉઝરડામાંથી નીકળતા લોહીથી હવે રમુને ચક્કર આવવા માંડયા. ડાળીને તેણે બાથ ભીડાવી અને સખત બાઝીને આંખો મીંચી દીધી.

રૂમાલ આવ્યો એટલે પોતાનો શત્રુ જાણે વશ થયો, એમ આખલાને લાગ્યું. રૂમાલને તેણે ખૂબ છુંદ્યો. માથાં માર્યાં અને શીંગડે ચઢાવીને ચાલવા માંડયું. નિમુ અને હમુએ ત્યાંના ખેડુતને કહ્યું કે એક છોકરાને આખલો મારે છે. એટલે તે ખેડુત અને તેનો છોકરો મોટી ડાંગો લઇને ત્યાં આવ્યા. પહેલાં તો તેમણે એક દોરડાથી આખલાના ગળામાં ગાળો નાંખ્યો. પછી તેને ઝાડ સાથે બાંધ્યો. "ભડકેલા આખલાનો ભરોસો નહી માટે જ અમે તેને બાંધી દીધો છે," એમ કહી તેઓ તરત જ રમુ પાસે ગયા. રમુ તો લગભગ બેભાન જેવો થઇ ગયો હતો. ખેડુતે તેના હાથ ડાળીમાંથી છોડાવ્યા, અને તેને નીચે ઉતારી લીધો. હવે તો રમુ તદ્દન બેભાન થઇ ગયો. એને પોતાના ઘર સુધી ઉંચકીને લઇ ગયા, અને ખાટલા ઉપર સુવાડયો. નિમુ અને હમુ

સાથે જ હતાં. રમુના બાપાને ખેડુતનો છોકરો બોલાવી લાવ્યો. તેમણે બધી વાત સાંભળી. એમણે રમુના હાથ પગ જોયા, અને કહ્યું, “ એને કાંઇ થયું નથી. હમણાં એ તો ભાનમાં આવી જશે. ” એમ કહી તેમણે તેને માથે ઠંડા પાણીનો કકડો મુકયો, અને પછી કાંઇક શીશી સુંઘાડી. રમુ જરા હાલ્યો, પછી આંખ ઉઘાડી બોલ્યો, “ દમુ ! દમુ ! નિમુને જલદી લઇ જા. હમણાં આખલો આવશે. ”

રમુના બાપ જરા હસ્યા અને બોલ્યા, “ ભાઈ રમુ, આમ જો તો ! આખલાને બાંધ્યો છે, અને નિમુ આપણી પાસે આવી છે. ” નિમુ એકદમ રમુની પાસે આવી અને તેની પથારીમાંજ તેને બાઝી પડી. રમુનું મોં હસતું થઇ ગયું. તેનામાં પુરી જાગૃતી આવી એટલે નિમુએ કહ્યું:

“ રમુ ! રમુ ! જો, આ લે મારી કાતર. હું તને તે આપી દઉં છું. મેં તને ના આપી તેથી બધું આવું થયું. અને મારાં ફુલ તો બધાં ખેતરમાં પડી ગયાં. એ કાતર હવે તારી છે હો ! ઘેર જઇને મારા સફેદ ઉંદરને હું નસાડી દઇશ અને તેનું પાંજરૂં ફેંકી દઇશ. ”

આ સાંભળી રમુના બાપા, બા અને બીજાં બધાં બહુ હસ્યાં. નિમુ અને દમુના બાપા પણ ત્યાં આવ્યા હતા તે પણ હસ્યા.

આ બનાવ પછી રમુને કોઈ બાયલો નહોતું કહેતું. નિમુ કોઇવાર લાડથી કહેતી હતી કે એ તો બહાદુર બાયલો છે.

# બીલાડીનું બચ્ચું.

એક મોટી હવેલી હતી. તેનાં ઉંચાં ઉંચાં માળીયાં. તે ખાલીખમ. તેમાં રહેનારાં માણુસ ઓછાં. અને માળીએ તો કોઈ ચઢે જ શું કરવા ! ડાકડમાળ પડી રહે.

તેમાં એક બીલાડી વીહાઈ. એકાંત જોઈને બીલાડીએ આ જગા પસંદ કરેલી. તેને બચ્ચાં થયાં પાંચ. ચાર તો ઠીક ઠીક હતાં, પણ પાંચમું તો સફેદ રૂની પુણી જેવું હતું. બીલાડીબાઈને એ બહુ જ ગમતું હતું, પણ બીજાં બચ્ચાં તેની અદેખાઇ કરતાં. લાગ જોઈને એને મારતાં પણ ખરાં. આ જોઇને બીલાડીને ચિંતા થઇ. એના મનમાં એમ આવ્યું કે આ બચ્ચાને જો કોઇ પાળે તો સુખી થાય. નહીં તો બીચારૂં નબળું પડી જશે અને આ બીજાં એને જરૂર પજવશે.

એકવાર પુનમની રાતે ચાંદરણામાં બીલાડી બેઠી હતી. ધોળું ધોળું ચાંદરણું જોઇને એ તો રાજી રાજી થાય, અને વિચારે કે મારૂં ધોળીચું આ ચાંદરણા જેવું છે, માટે એનું નામ ચાંદરણું. પણ એનું શું થશે ? એમ તે વિચાર કરતી હતી. એટલામાં ઘુવડભાઇ આવ્યા. એ તો રાતના રાજા. દિવસે માળીયાના ખુણામાં સંતાઇ રહે અને રાતે બહાર જઇને ખાવાનું લઇ આવે. બીલાડી જોડે એમને દોસ્તી. બીલાડીને ચિંતામાં બેઠેલી જોઇને તે બોલ્યા :

" બીલ્લીબેન, શા વિચાર કરો છો ? "

" ઘુવડભાઇ ! મને તો આ ચાંદરણાની બહુ ફીકર થાય છે. "

" ચાંદરણાની ફીકર શી ?"

" અરે ! આ મારૂં ધોળીચું બચ્ચુંસ્તો. એનું નામ મેં ચાંદરણું પાડયું છે. એનું શું થશે, તે વિચાર મને આવે છે. "

" ચાંદરણું નામ તો રૂપાળું છે. જુવો બીલ્લીબેન, હું કહું તેમ કરો. તમે કોઇ સારૂં બાળક હોયને તેની પાસે એને મુકી આવો. એ જો એને પાળશે તો પછી નિરાંત થશે. બચ્ચું દેખાવડું છે તેથી કોઇ છોકરાને એ ગમી જશે. હવેના વખતમાં કુતરાં બીલાડાં ઘણા લોકો પાળે છે. "

બીલાડીને આ વાત ગમી ગઈ. એણે કહ્યું: " તમને કોઇ તેવા છોકરાની ખબર છે ? "

" ના રે ના, હું તો કયાંથી જાણું ? મારાથી કાંઇ કોઇના ઘરમાં જવાય છે ? એ તો કાલે તમે જરા બધે

ફરી આવો. બે ચાર ઘરનાં છોકરાંઓના રંગઢંગ જુઓ, અને જ્યાં સારાં છોકરાં હોય ત્યાં તમારા ચાંદરણાને મુકી આવો. ”

“ ઠીક ત્યારે કાલે વાત. પણ હું ના હોઉં ત્યારે મારા ચાંદરણાને જરા જોજો. ”

બીજે દિવસે બીલાડીબાઈ ચાલ્યાં તપાસ કરવા. પાડોશનાં બધાં ઘર તો જાણીતાં હતાં. ત્યાં તો ‘ છીટ છીટ ’થી જ બીલાડીને બધાં હાંકતાં હતાં. વળી કોઇ ઘરમાંથી નિકળતું હોય, અને બીલાડી નજરે પડે તો કહેશે કે આડી ઉતરી. અને એમ કહીને વળી લાકડી કે ઢેખાળો મારે તે તો જુદું. માટે શહેરના એક નવા વસેલા ભાગ તરફ બીલ્લીબાઇ તો ચાલ્યાં. એમાં રહેતા સુધરેલા લોકો કુતરાંબીલાડાં સારાં પાળતાં.

પહેલાં તો એ પેઠાં રમેશના ઘરમાં. આ ઘર બંગલા જેવું હતું. આગળ પાછળ છુટી જગ્યા હતી, અને તેમાં થોડાં ઝાડ હતાં. એક જામફળી પાડોશના બાગમાં હતી. પણ બધાં જામફળ આ ભાગ ઉપર લચી રહ્યાં હતાં. બીલાડીબાઇએ તો બાગમાં પેસતાં જ બૂમ સાંભળી :

“ અલ્યા રમેશ ! મુકી દે એ ટીકડીની શીશી. આખો દહાડો ખા ખા કરે છે તે ઉધરસ થશે. ”

તરતજ એક છોકરો ઓટલે આવ્યો અને બારણું ધબ દઈ બંધ થઈ ગયું. થોડી વાર તો છોકરાએ ભેંકડો તાણ્યો, પણ પછી ઉઠયો. બીલાડી તો લપાઇને બધું જોતી

હતી. પેલા છોકરાની નજર જામફળી ઉપર પડી. એણે એક લાકડાનો કકડો લીધો અને જામફળી ઉપર નાંખ્યો. એમ કરીને તેણે પાંચ છ જામફળ પાડયાં. તેમાંથી એક બીલ્લી બેઠી હતી ત્યાં ગયું. એટલે રમેશે બીલ્લીને જોઇ, જામફળ ફેંકી દઈને એ તો બીલ્લીને મારવા દોડયો. પેલું લાકડું છુટું બીલ્લીને માર્યું. બીલાડી તો જીવ લઈને નાઠી.

એણે વિચાર કર્યો કે મારા ચાંદરણાને અહીંયાં નહીં મુકાય. પછી તે એક બાજુના ઘર પાસે ગઈ. તેનું બારણું બંધ હતું, પણ એક નાની બારી ઉઘાડી હતી. બીલ્લીબાઈ તો કુદકો મારીને ચઢી ગયાં. ઓરડામાં એક સ્ટુલ હતું, તેના ઉપર એક છ વરસની છોકરી બેઠી હતી. હાથમાં ઊનનો રંગીન દડો હતો અને તેને એક દોરી બાંધેલી હતી. તે દડો ફેંકતી હતી અને દોરીથી પાછો ખેંચતી હતી. આ છોકરી બીલ્લીબાઈને બહુ ગમી ગઈ. ધીમે રહીને તે એક ખુણામાં ગુપચુપ લપાયાં, અને એકવાર બૉલ એમની તરફ આવ્યો એટલે પાછો મોકલ્યો. ત્યારે જ પેલી છોકરીએ બીલાડીને જોઇ. અને જોતાં જ એણે ચીસ પાડી, “ઓ બા ! અહીં મીંઆંઉ આવી છે, મને બીક લાગે છે.” એટલું કહીને એ રડી પડી.

બીલ્લીબાઇ તો બારીએથી નાઠાં. તેણે વિચાર્યું કે આ બિલાડાંથી બ્હીએ છે. મારા ચાંદરણાને અહીં ન મુકાય.

પછી એક ઘરનો તબેલો આવ્યો. તેમાંથી એક જોડકણું સંભળાયું :

ઠોક ખીલો બસ ઠોક ખીલો;
મારી હથોડીને ઠોક ખીલો.

પછી ઠબ ઠબ ખીલો ઠોકતો હોય તેવો અવાજ આવ્યો. બીલાડી ધીમે રહીને તબેલામાં પેઠી. એક નવ દસ વર્ષનો છોકરો ત્યાં હતો. તેના મોં પરથી જ તે જબરો મસ્તીખોર દેખાતો હતો. ભીંત ઉપર વગર કામના ખીલા જ ઠોકયા કરતો હતો. જાણે તેનું જોર માતું ના હોય ને તેમ ખીલા ઉપર હથોડી ઠોકતો હતો.

જલદી જલદી હથોડી માર,
કહાડ ખીલો તું પેલે પાર.
જલદી જલદી હથોડી માર.

આમ બોલતો જાય ને હથોડી મારતો જાય. બીલાડી બાઇને આ છોકરો બહુ ગમ્યો એટલે તે ધીમે રહીને બોલ્યાં :
" મીંઆઉં. "

એકદમ પેલો છોકરો અટકયો. પાછું જોયું. દાંત વચ્ચે હોઠ દબાવ્યો. ભમર ચઢાવી, અને ધડાક દઈને પેલી હથોડી બીલાડીને મારી. બીલાડી ચેતીને ખસી ગઈ અને છોકરો ખડખડ હસી પડયો. બીલાડી કહે કે નર્યો રાક્ષસ જેવો છે. અહીં કાંઈ મારા ચાંદરણાને મુકાય નહીં. આ તો એને મારી જ નાંખે.

ત્યાંથી બીલાડીબાઇ ચાલ્યાં બીજે ઘેર. આ ઘરની આગળ છુટી જગા હતી. ત્યાં સસલા માટે કર્યાં હોય તેવાં પાંજરાં હતાં. એક પાંજરૂં ખાલી હતું, અને તેમાં

પાણીનું કુંડું મુકેલું હતું તથા રોટલીનો કકડો પણ હતો. બીલાડીબાઇ રખડી રખડીને ભુખ્યાં પણ થયાં હતાં. તે તો અંદર જઈને રોટલી ખાઇને પાણી પીવા લાગ્યાં.

એટલામાં એક સાત વરસની છોકરી સરલા તેની બા સાથે ઓટલા ઉપર આવી. તે બોલી :

" બા, બા, મારૂં ધોળીઉં સસલું ખોવાઈ ગયું. હવે મને એક સરસ બીલાડી લાવી આપ."

" હા, લાવી આપીશ હોં. પણ તું ધ્યાન દઈને તેને ખવડાવે તો. નહીં તો તે બિચારી ભુખે મરી જાય ને."

એટલામાં તે છોકરીની નજર પાંજરા તરફ ગઇ.

" બા, બા, પાંજરામાં બીલાડી છે, એને જ આપણે રાખીએ તો ?"

તેની બાએ પાંજરા તરફ જોયું અને કહ્યું : " ના, આટલી મોટી બીલાડી હવે હળી ના જાય. આપણે તો નાનું બચ્ચું લાવીશું."

" બા ! ધોળું ધોળું સરસ નાનું બચ્ચું લાવજે હો !"

બીલાડીબાઈને તો આ વાતથી બહુજ આનંદ થયો. આંદરણા માટે સરસ ઘર મળ્યું, એમ તેને લાગ્યું. એ તો મલકાતાં મલકાતાં પોતાને ઘેર આવ્યાં.

ઘુવડભાઇ બોલ્યા : "કેમ આટલી બધી વાર થઇ ?"

" અરે મારે તો બહુ રખડવું પડયું. પણ મારા આંદરણા માટે અંતે બહુ સારી જગા મળી છે." એમ કહીને તેણે બધી વાત ઘુવડને કહી.

" ત્યારે તમે ચાંદરણાને કયારે ત્યાં લઈ જશો ? "

" જ્યારે કુતરાઓ અને છોકરાઓ રસ્તાપર નહીં હોય ત્યારે. નહીં તો તેઓ અમને હેરાન કરે. "

પછી લાગ જોઇને બીલાડીબાઇ ચાંદરણાને ત્યાં લઇ ગયાં.

સરલાને ઘેર તે બે જણ આવ્યાં. ચાંદરણાભાઇને તો બહુ મઝા પડી હતી. ધીમે રહીને બીલાડીબાઈએ એને પેલા પાંજરામાં બેસાડી દીધું, અને પછી ઓટલા ઉપર લપાઇને બોલ્યાં :

" મીંઆંઉં. "

સરલા તો દોડતી દોડતી ઓટલે આવી અને પાંજરામાં જુએ છે તો સરસ ધોળું ધોળું બચ્ચું! એણે બૂમ પાડીઃ—

" બા ! ઓ બા ! ઝટ આવ, ઝટ આવ. પાંજરામાં મારૂં પોતાનું બચ્ચું અચ્યું છે. ધોળું ધોળું છે, ઝટ આવ. "

એની બા પણ હસતી હસતી આવી ને બોલી:

" ખરેખર, આ તો બહુ જ સરસ બચ્ચું છે. બીચારાની સંભાળ તું જીવ દઈને કરજે. ઉભી રહે એને દુધ આપીએ."

મા દીકરી બે જણ દુધ લઇ આવ્યાં. બચ્ચું તો ડબ ડબ તે પી ગયું. સરલા એને ધીમે ધીમે પંપાળતી હતી.

બીલાડીબાઈને હેતનાં આંસુ આવ્યાં. છેલ્લીવાર તે પોતાના ચાંદરણા તરફ જોઇને ચાલી ગયાં.

# કીશોરની કટેવ.

કીશોર બહુ જ સારો છોકરો હતો. તે એની બાની સાથે રહેતો હતો. એના બાપા મરી ગયા હતા. ઘરમાં એ અને એની બા બે જણાં એકલાં જ રહેતાં હતાં. તે એની માને બહુ જ લાડકવાયો હતો. એની મા એને માટે રોજ સરસ સરસ ખાવાનું કરતી હતી, અને સારાં સારાં લુગડાં શીવાડી આપતી હતી. કીશોર પણ કોઈ દિવસ તોફાન કરતો નહતો. રોજ વખતસર નિશાળે જતો હતો, અને લેસન પણ બરોબર કરતો હતો. એના મહેતાજી પણ એના ઉપર ખુશ હતા. નિશાળમાં એને ભાઈબંધો પણ ઘણા હતા. બધાની સાથે છુટીના વખતમાં તથા નિશાળ પુરી થયા પછી એ રમતો હતો.

પણ એ કીશોરની એક છાની વાત હતી. એના ભાઈ-બંધો એ જાણતા નહોતા. જો જાણે તો એની ખરેખરી ફજેતી થઇ જાય તેવું હતું.

તમે કોઇ દહાડો બહુ નાનાં છોકરાંને શીશીમાંથી દૂધ પીતાં જોયાં છે? કાચની વચમાંથી પહોળી શીશી હોય છે તેમાં દૂધ ભરેલું હોય છે, અને તેને મોઢે રબરની ટોટી હોય છે. આ ટોટી વતી છોકરાં દૂધ ચુસે છે. કીશોર પણ બહુ નાનો હતો તે વખતે આવી શીશીમાંથી દૂધ પીતો હતો. સાધારણ રીતે છોકરાં મોટાં થાય અને વાડકી-વડે દૂધ પીતાં આવડે, એટલે શીશીમાંથી દૂધ પીવાનું મુકી દે. પણ કીશોર તેની માને બહુ જ લાડકો હતો. શીશી વગર એને પહેલાં દૂધ પીવાનું ફાવતું નહોતું, એટલે એની મા પાછી શીશી આપે. આમને આમ કીશોર મોટો પણ થઇ ગયો, તોયે શીશીથી દૂધ પીવાની એની ટેવ છુટી નહીં. બધી રીતે એ માનું કહેવું માનતો હતો, પણ આટલી જ ગાંઠાઇ એનામાં રહી ગઇ. એ નવ વરસનો થયો તોપણ શીશીથી જ દૂધ પાતો હતો, અને હવે તો એની બા પણ એને શીશીની ના નહોતી કહેતી. એની બાને પણ શીશી આપ-વાની જ ટેવ પડી ગઇ. કીશોરને નિશાળેથી આવવાની વખત થાય એટલે એની બા એની શીશી સાફ કરીને દૂધ ભરી રાખે. અને નિશાળેથી આવીને તરત જ કીશોર એક ઓરડામાં જઈને ટોટી વતી બચબચ કરતો દૂધ પી જાય. આમ કરે નહીં તો એને રમવાની કે ભણવાની સૂઝ પડે જ નહીં.

એકવાર કીશોરના મહેતાજી બધા છોકરાઓને ઉજા-

લઈને લઇ જવાના હતા. એમની નિશાળમાં એવો રીવાજ હતો કે લાંબી રજાઓ પડવાની હોય, તે વખતે છોકરાઓ અને મહેતાજી બધા ઉજાણીએ જાય. દરેક જણ પોતપોતાને ઘેરથી ખાવાનું લાવે. નદીને કીનારે ઝાડના છાંયડાવાળી કોઇ મોટી જગાએ બધા જાય, અને તે ઠેકાણે રમે. નિશાળ તરફથી દૂધ આપવામાં આવે અને બધા છોકરાઓ ઘેરથી લાવેલું ખાવાનું ખાય. વળી ભાઈબંધો અંદર અંદર વહેં-ચણી પણ કરે. આમ તેમને રમવાની અને ખાવાની બહુ જ મઝા પડે. વળી મહેતાજી પેટીનું વાજું ( હારમોનીયમ ) પણ સાથે લાવે, અને છોકરાઓને વાજા સાથે ગવડાવે, તથા પોતે પણ ગાઈ સંભળાવે. ઉજાણીના દિવસની વાટ બધા છોકરા બહુ જ હોંશથી જોતા હતા.

ઉજાણીને દિવસે કિશોરની બાએ પણ તેને માટે ખાવા નાની પેટી તયાર કરી આપી. પેટી બહુ જ સંભાળથી ગોઠવી હતી. સારૂં સારૂં ખાવાનું પણ તૈયાર કરીને અંદર મૂકી દીધું હતું. ખાવા માટે તાસક તથા દૂધ માટે વાડકો પણ અંદર મૂકેલો હતો, અને હેતાળ માતાએ એક ખુણામાં સંતાડીને પેલી શીશી પણ મુકી હતી. કીશોર પોતાની પેટી સાથે નિશાળે ગયો, અને વખત થતાં બધા છોકરાઓ અને મહેતાજી ઉજાણીની જગાએ ગયા.

ઉજાણીની જગા નદીને કીનારે હતી. એક ચોગાન જેવું હતું અને તેમાં આંબા તથા લીમડાનાં ઝાડ હતાં. આ ઠેકાણે મહેતાજીએ પડાવ નાંખેલો હતો. બાજુ ઉપર મહાદેવનું દહેરૂં હતું. તેની આસપાસ પડાળીયો હતી.

આ પડાળીયોમાં છોકરાઓની પેટીયો ગોઠવાઇ ગઇ. પછી છોકરાઓ જુદી જુદી ટુકડીઓમાં રમવા દોડી ગયા. કોઇ સાતેલીયું, કોઈ એરંડો, કોઇ ખોખું, કોઇ મીયાની ઘોડી, એમ રમવા મંડી ગયા. નદીમાં નહાવા જવાની મનાઈ હતી, નહાવું હોય તો મહેતાજીની રજા લઇને કોઇ મોટા છોકરા સાથે જ જવું પડતું હતું. કારણ કે નાના છોકરા એકલા જાય તો કોઇવાર ડુબી જાય.

કીશોર પણ એક ટુકડીમાં રમવા ગયો. તેટલામાં એક બે તોફાની છોકરાઓએ એક ગમત કરવા ધારી. તેઓ બધા છોકરાઓની પેટીઓ હતી તે પડાળીમાં ગયા. બધી પેટીઓ ઉઘાડી અને બધા પાસે શું શું છે તે જોવા મંડી ગયા. એમ કરતા કરતા કીશોરની પેટી તેમણે ઉઘાડી, અને અંદર પેલી દૂધની શીશી જોઈ. તે જોતાં જ તેમને બહુ મઝા પડી. તેઓ જાણતા હતા કે તે પેટી કીશોરની છે. એટલે તેમણે કીશોરને ચીડવવાનો વિચાર કરીને તે શીશી બહાર કાઢી. થોડીવારે કીશોરની ટુકડી રમીને પડાળીમાં આવી. ત્યાં સુધીમાં તો પેલા છોકરાઓએ બીજા બહુ છોકરાઓને એ વાત કરી દીધી હતી. કીશોર આવતાં જ બધા તેને કહેવા મંડી ગયા, કે આવો બચુડાભાઈ! આવો નાનકડા કીકા ! વળી કોઇ કહે, કેમ છો કીકી બેન ! વળી બીજો કહે, માનો લાડકો ! માનો બચુડો ! અને પેલા બે છોકરાઓ તો બધાને શીશી બતાવીને કહેતા હતા કે આપણા ધાવણા કીશોરભાઇની દૂધ પીવાની શીશી જોજો ! કીશોર તો આ જોઇને બહુ જ ગભરાઇ ગયો, અને

એકદમ રડી જ દીધું. તેણે જઈને એક ખુણામાં ભરાયો અને તેને બહુ જ ડુમો ભરાયો. આ છોકરાઓથી છુટવા માટે તે નાશીને છેક નદીના પાણી પાસે ગયો.

આ ઠેકાણે તેણે એક દેખાવ જોયો. એક નાના છોકરાનું રમવાનું કુતરૂં હતું. તેને એક મોટો છોકરો સતાવતો હતો. એને કાંકરા મારે. કુતરાને સોટી મારે. પછી તો કુતરૂં પણ તેણે છોકરા પાસેથી લઈ લીધું. આ જોઈ તે બીચારા નાના છોકરાએ રડી દીધું. જેમ જેમ તે રડે તેમ તેમ પેલો એને વધારે ચીઢવે અને છેવટે તો તે કહે કે આ કુતરાને ગળે પથરો બાંધીને નદીમાં ફેંકી દઉં છું, એટલે તે ડુબી જશે. કીશોર આ બધું સાંભળતો હતો. એને પેલા છોકરાની તેમજ કુતરાની બહુ જ દયા આવી. એ નાનો હતો એટલે પેલો મોટો છોકરો એની દરકાર કરતો નહોતો. પણ કીશોરને એમ થયું કે આ કુતરાને બચાવવું જ જોઈયે. પેલો મોટો છોકરો તો કુતરૂં લઇને પાણીમાં પેઠો. હવે કીશોરનો મીજાસ ગયો. એણે એકદમ મોટો પથરો હાથમાં લીધો, અને બૂમ પાડી કે એકદમ કુતરાને પાણીની બહાર લાવ, નહીં તો આ પથરાથી તારૂં માથું ફોડી નાંખીશ. આમ મદદ મળેલી જોઈ પેલા છોકરાને પણ હીંમત આવી અને એ પણ કીશોરની પાસે આવી ઉભો. જે મોટા પણ જુલમી છોકરાઓ હોય છે તે અંદરથી બાયલા હોય છે. એવા છોકરાની સામે તમે થઇ જાવ તો એકદમ તેઓ નરમ પડી જાય છે. તે મુજબ આ મોટો છોકરો પણ ડરી ગયો. અને થોડીક જ

વારમાં બહાર નીકળીને તેણે કુતરૂં નદીને કીનારે મુકી દીધું ને ઉપર ઉપરથી રોફ મારી ગાળો દેતો, ધમકી આપતો ચાલ્યો ગયો. પેલા નાના છોકરાએ તો રડી જ દીધું. એટલામાં નિશાળના છોકરાઓની એક ટુકડી તે ઠેકાણે આવી પહોંચી. તેઓ બધી વાત સાંભળીને, પેલા મોટા છોકરાની સામે થવા માટે કીશોરની હીંમતનાં બહુ વખાણ કરવા મંડી ગયા.

કીશોરને ખીજવતા છોકરાઓના ઘાંટાથી મહેતાજી ત્યાં ગયા હતા. તેમણે ધાવણની શીશીની વાત જાણી અને આ રીતે કોઈને ચીઢાવવા માટે તેઓ બધાને ઠપકો આપતા હતા. એટલામાં કીશોરને ખભે બેસાડીને તેનાં વખાણ કરતા કરતા પેલા છોકરાઓ પડાળીમાં ગયા. મહેતાજીએ તે વાત પણ બધી સાંભળી. પછી બધા છોકરાઓને શીખામણ આપી. કે જેઓએ નાનપણની કોઈ ટેવ મુકી ના હોય, તેઓ કાંઇ બાયલા ન કહેવાય. પણ ગરીબને કે રાંકને ઇજા થતી હોય તે જોઈ રહે તે બાયલા કહેવાય. અને ઇજા કરનારા પણ બાયલા કહેવાય.

પછી તેમણે કીશોરને બહુ શાબાશી આપી. તે દિવસ પછી કીશોરે કોઇ દિવસ શીશીમાંથી દૂધ પીધું નથી.

# પદ્માની વરસગાંઠ.

પદ્મા ૭ વરસની હતી. આજે તેની વરસગાંઠ છે. કેટલાએ દિવસથી તે પોતાની વરસગાંઠનો વાટ જોતી હતી. વળી એ જાતે બહુ જ અધીરી હતી, એટલે એને મન તો એક દિવસ એક મહિના જેવો લાગતો હતો.

બહુ વાટ જોવડાવીને પણ છેવટે વરસગાંઠ આવી તો ખરી. આખા દિવસનો વિચાર પદ્માએ ઉઠતાં વાર જ, પથારીમાં સુતાં સુતાં જ કરી દીધો. એણે વિચાર કર્યો કે આજે મારી વરસગાંઠ એટલે હું એક વરસ મોટી થઇ. આજે મને બધા ખાવાનું આપશે, રમકડાં આપશે, વળી કાંઇ ભેટ મળશે. સારાં સારાં લુગડાં પહેરવાનાં મળશે. આજે કોઇ મને ધમકાવશે નહિં, અને બધાંયે બેન બેન કહીને બોલાવશે. રોજ તો બધાં એની મોટી બેન લલનાને

બોલાવ બોલાવ કરતાં હતાં. લલના આઠ વરસની હતી. તે બહુજ રૂપાળી હતી. એને કાળા ભમર જેવા લાંબા ચકચકતા વાળ હતા. ઘાટીલું મોં હતું, અને બહુજ ઉજળી ચામડી હતી. પદમા પણ કબુલ કરતી હતી કે લલના ઢીંગલી કરતાં પણ સારી દેખાતી હતી. વળી તેની વરસ-ગાંઠ તો દીવાળીના દિવસોમાં આવતી હતી, એટલે તે વખતે ખાવાનું અને રમકડાં પણ એને વધારે મળતાં હતાં. પદમાની વરસગાંઠ જેઠ મહિનાના તાપના દિવસોમાં આવતી હતી.

પદમા બહુ દેખાવડી નહોતી. સુકલકડી હતી, અને વળી જરા શામળી પણ હતી. એના વાળ પણ ટુંકા અને બરછટ હતા. આમ હોવાથી બધા લલનાનેજ લાડ લડાવતા અને પદમાનો ભાવ કોઇ પુછતું નહોતું. પણ આજે તો એની વરસગાંઠ હતી. એટલે બધાંયે એને બોલાવશે. વરસ-ગાંઠને દિવસે તો તે મોટી મહારાણી !

એણે વિચાર કરી દીધો કે આજે લલનાને કોઈ નથી બોલાવવાનું. આજે તો બસ મારાં જ માન. અને બધાં મને જ બોલાવવાનાં. આજે હું નવું ફ્રાક પહેરીશ. ગુલાબી પટો બાંધીશ અને માથે પણ ગુલાબી પટીમાં ફુલ ઘલાવીશ અને નીચે જઈને રોફબંધ ફરીશ.

છોકરાં બધાં એકજ ખંડમાં સુતાં હતાં. તેમની સાથે એમના ઘરની જુની ઘાટણ પણ બાજુમાં સુઇ રહેતી હતી. એનું નામ ગંગાબાઇ હતું. પદમા આજે બહુ જ વહેલી જાગી હતી અને આ બધા વિચાર તે પથારીમાં સુતી

સુતી જ કરતી હતી. છેવટે તેણે ઘાટણને બુમ પાડી અને બેઠી થઇને બોલી કે :

" ગંગાબાઇ ! ઓ ગંગાબાઇ ! ઉઠો અને મને વહેલા વહેલા નવડાવી લો. આજે તો મારી વરસગાંઠ છે."

ગંગાબાઈ જાગી અને કહેવા જતી હતી કે છાની-માની સુઇ રહે, બધાને જગાડીશ નહિ. પણ પદમાનું આતુર મોં જોઇને તેના મનમાં વિચાર આવ્યો કે આ બિચારી છોકરીને રોજ બધા ધમકાવે છે, તેથી આજે તો હું તેને ખુશ કરીશ. વરસગાંઠ તો બાર મહિને એકજ વાર આવે. એમ ધારીને તે ધીમા મીઠા અવાજથી બોલી :

" પદમાબેન, હું આ ઉઠી. બધા કરતાં હું તમને જ પહેલાં નવડાવીશ. આજે તમારી વરસગાંઠ છે તે હું જાણું છું."

પદમાનો નાનો ભાઇ હરેશ એ ઓરડામાંજ સુતો હતો. એ ચાર વરસનો હતો. પદમાના બોલવાથી તે પણ જાગી ગયો અને બોલ્યો, " પદમાબેન, તમારી વરસગાંઠને દિવસે તમને મુબારકબાદી આપું છું. " એને ગંગાબાઈએ આગલે દહાડે આમ કહેવાનું શીખવી દીધું હતું. તે યાદ રાખીને સૌથી પહેલી મુબારકબાદી પોતે આપી તે માટે મનમાં બહુ જ ફુલાતો હતો.

" સાલ મુબારક પદમી. " લલના પથારીમાં પડી પડી બોલી: " આજે તો જરા ડાહી થજે. "

" લલનાબેન, આજે તો હું બહુ જ ડાહી થઇશ, અને જરાયે તોફાન નહિ કરૂં " પદમા નરમ થઈને પણ આનંદથી

બોલી. પછી તે ઉઠી અને ગંગાબાઇ સાથે નાવા ગઈ. નાહીને પોતે ધારેલાં લુગડાં પહેરીને જરા ઠાઠથી આમતેમ ફરવા લાગી.

લલના જરા મીજાસી હતી. તેમાં વળી રૂપાળી હોવાથી બધાં એને ખીલવતાં હતાં, અને તેની વરસગાંઠને દહાડે તો તે એનાં ભાંડુને બહુ જ પજવતી હતી અને તેમના ઉપર રોફ મારતી હતી. પદ્મા બિચારી જરા ભલી હતી. બહુ દેખાવડી નહોતી એટલે એને ખોટાં લાડ પણ કોઈ કરાવતું નહોતું. એનો વિચાર આજે પોતાનાં ભાઇ બહેનને ખુશ કરવાનો અને તેમની સાથે હળીમળીને રમવાનો હતો.

લુગડાં પહેરીને ગંગાબાઇ સાથે જઇને પદ્મા પોતાની બાને પગે લાગી. એની બાએ એને ખોળામાં બેસાડી બચ્ચી કરી. લલના બહુ રૂપાળી હતી, પણ એની બાને તો પદ્મા પણ એટલીજ વહાલી લાગતી હતી. પછી એના કપાળમાં ચાંલ્લો કરીને એના હાથમાં એક રૂપીયો આપ્યો. અને કહ્યું, “ પદ્મા, આજે હું તને એક બહુ જ સરસ ઢીંગલી ભેટ તરીકે આપવાની છું. હું કાલે જ તે લાવવાની હતી પણ મારે એ ઢીંગલીનાં બીજાં લુગડાં શીવડાવવાનાં હતાં તેથી આજે તે તૈયાર થયા પછી બધું સામટું જ લાવીશ. એ ઢીંગલીના હાથ પગ વળે છે. તેને ખુરશી ઉપર બેસાડાય છે, અને તેની બાજુએ દબાવીયે તો તે ધીમું બોલે છે, અને જોરથી દબાવીયે તો ચીસ પાડે છે. તેની સાથે એક નાની પેટી છે તેમાં એનાં બે ત્રણ જાતનાં લુગડાં છે.

આજે હું તે લાવીશ. મારે આજે હમણાં બહાર જવાનું છે અને આવતાં જરા મોડું થાય તેમ છે માટે તમે બધાં જમી લેજો. મેં ભટને બધું કહી દીધું છે, અને તે તમને સારૂં સારૂં ખાવા આપશે. ગંગાબાઈ કહે તે બધાં માનજો, અને હમણાં તમારી બે બેનપણીઓને જમવા નોતરૂં મોકલજો. હું આવીશ ત્યારે પેલી ઢીંગલી લેતી આવીશ. બોલ પદમા, તારે બીજું કાંઇ જોઇયે છે ? ”

પદમાને આજે લલનાએ એક વાત ભણાવી હતી. એણે પદમાને શીખવી મોકલી હતી કે જો બા તને કાંઈ જોઇયે છે, એમ પૂછે તો તું અમારે માટે બદામની બરફી, માવાના પેંડા અને હલવો માંગી લેજે. પદમાને આ વાત હમણા સાંભરી અને તે બોલી, “ બા, આજે મારી વરસગાંઠ છે તો અમને બધાંને બદામની બરફી, માવાના પેંડા અને હલવો ખાવા લાવી આપશો ? ”

એની બાએ જવાબ દીધો : “ ગાંડી, તું જાણે છે કે હમણાં બજારની મીઠાઈ બનતા લગી ખાવી જોઈયે નહિ. કારણકે ગામમાં રોગ ચાલે છે, અને મીઠાઈવાળાઓ જરાયે સંભાળ રાખતા નથી, તેથી બહુ માખીઓ એમની મીઠાઇ ઉપર બેસે છે. એવી મીઠાઇ ખાઈયે તો માંદાં પડાય. વળી હરેશને ખાંડ સદતી નથી ને આવી મીઠાઈ ખાઇને એ હમેશાં ખોં ખોં કરે છે તે પણ તું જાણે છે. માટે આજે મેં ઘેર સારી રસોઇ કરાવી છે તે જમજો. વેઢમી કરી છે.

સુરણશીંગડાનું નરમ શાક છે. વળી વડીઓ નાંખેલી કઢી છે, અને પતરવેલીયાં પણ છે. તમે પતરવેલીયાં બહુ ના ખાશો, અને કોઈ ભાત ખાધા વિના ઉઠી ના જશો. ”

આમ કહીને એની બા તો ગઈ. પદમાને પણ બધી વાતની સમજણ તો પડી, પણ જો બાની પાસેથી ખાવાનું, બરફી, પેંડા, એ બધું લલના અને હરેશને નહિ મળે તો તે લોકો એમ કહેશે કે પદમામાં કાંઈ હોંશીયારી નથી અને બા એનું માનતી પણ નથી. આ કારણથી એનું મન ખાટું થઇ ગયું. પણ એ છોકરાં પાસે ગઈ તે વખતે બધાં રમવામાં પડી ગયાં હતાં એટલે એ વાત એને કોઇયે પૂછી નહિ.

પાડોશની બેનપણીયોને નોતરૂં ગયું હતું એટલે એ રમવા માટે વહેલી આવી હતી. બધાં ભેગાં થઈને બહુ રમવા મંડી ગયાં હતાં. પદમા પણ બહુ જ આનંદથી એમની સાથે રમતી હતી. રમતાં રમતાં પદમા નીચે ગઇ તે વખતે તેણે રૂપાના થાળમાં મીઠાઇ પડેલી જોઈ. બદામની બરફી, માવાના પેંડા, હલવો અને બીજું બહુ એમાં હતું. આ મીઠાઇ કોઈને ઘેરથી આવેલી હતી, અને તે છોકરાંને આપવાની નથી એમ એમનાં બા કહી ગયાં હતાં. મીઠાઇ પદમાએ જોઈ તે વખતે કોઈ હતું નહિં. તે જોઈને જ પદમાને પાછી લલનાએ કહેલી વાત સાંભરી. તેણે એકદમ બાચકા ભરીને બદામની બરફી, માવાના પેંડા અને હલવો લીધાં, અને દોડતી દોડતી બધાં છોકરાં રમતાં હતાં તેમની કને ગઇ. છોકરાં તો મીઠાઈ જોઇને ખુશ ખુશ થઇ

ગયાં, અને પદમાને બહુ વખાણવા મંડી ગયાં. થોડી મીઠાઈ તેમણે ખાધી. એટલામાં ગંગાબાઇએ બૂમ પાડી કે ખાવાનો વખત થઇ ગયો છે માટે બધાં જમવા ચાલો. છોકરાં મીઠાઇ મૂકીને જમવા ગયાં. જમવામાં તેમની સાથે મોટું કોઇ નહોતું. બધાંના પાટલા મૂકી દીધા હતા. પણ પદમાને તો થાળી મૂકવા માટે પણ આજે બીજો પાટલો હતો. તેના ઉપર રૂપાની થાળીમાં ખાવાનું પીરસેલું હતું. રસોડામાં બે લોટામાં ફુલ પાહડાં મૂકીને શોભા કરી હતી તથા પાંચ છ અગરબતીઓ પણ સળગતી હતી. બધે સુગંધ સુગંધ થઈ ગઈ હતી. બધાંને જમતાં જમતાં બહુ જ મઝા પડી. જમણ પણ બહુ જ ભાવતું હતું, અને વાતો કરતાં કરતાં આનંદથી તેમણે ખાધું. પછી બધાં રમવા ગયાં. થોડી-વાર બહાર ઓટલે રમીને બાગમાં ફરવા ગયાં, અને પછી પાછાં ઉપર ગયાં. ઉપર જતાંવાર પેલી મીઠાઇ અધુરી મૂકેલી હતી તે તેમણે જોઇ. હરેશે એકદમ દોડીને તેમાંથી બે મુઠા ભરીને લઈ બે પેંડા મોંમાં મુકી દીધા. લલનાએ પણ બદામની બરફીનું ચોસલું લીધું, અને પદમાએ હલવો લીધો. આનંદથી બધાં હસતાં હતાં અને ખૂબ ઘોંઘાટ થઈ રહ્યો હતો. એટલામાં બારણાનો ખખડાટ થયો. પદમાએ તે તરફ જોયું તો તેની બાને આવતાં દીઠાં. એમના હાથમાં જાડા કાગળમાં બાંધેલું કાંઇક હતું અને તે આનંદથી ઉતાવળાં ઉતાવળાં આવતાં હતાં. પણ આ બધો દેખાવ જોઇને તે અધવચ ઉભાં રહી ગયાં અને બહુ જ ચીઢાઈ જઈને તેમણે પૂછ્યું, “ આ બધું શું છે ? આ ખાવાનું

તમને કોણ આપી ગયું ? હું ગંગાબાઇને કહીને ગઈ હતી કે છોકરાંને તે આપવાનું નથી તોપણ તેણે કેમ આપી દીધું ? અને તમે લોકો ખાધા ઉપર ખાવ છો કેમ ? હમણાં હું ગંગાબાઈની ખબર લઉં છું. તમે ખાવાનું રહેવા દો. આ મીઠાઈ ગંગાબાઈએ તમને આપી જ કેમ ?"

પદ્મમા હવે બોલી : " ગંગાબાઈએ નથી આપી, એ તો મેં મારી મેળે લીધી છે." આટલું બોલતાં બોલતાં તો તે રડવા જેવી થઇ ગઈ. બીજાં છોકરાંને તો કાંઇ સમજણ પડી જ નહિ. તે તો આનંદમાં પૂછવાનું જ ભૂલી ગયાં હતાં કે મીઠાઈ શી રીતે મળી.

" એટલે શું ?" એની બાએ કડક અવાજે તપાસ કરી. પદ્મમા રડવાનું જરા અટકાવી રાખી અચકતી અચકતી બોલી : " હું નીચે ગઇ અને આટલી બધી મીઠાઈ પડેલી મેં જોઈ. તમે ના કહી હતી, પણ મારી વરસગાંઠને દિવસે ભાવતી મીઠાઈ લલનાને ના અપાવું તો તે રોજ મને ચીઢવે. એટલે એ મીઠાઇ હું ઉપર લાવી અને બધાંને આપી. હું શી રીતે લાવી તે એ બધાં જાણતાં નથી, અને ગંગાબાઈને તો કાંઇ જ ખબર નથી. બધો વાંક મારો જ છે. તમારે મને મારવી હોય તો મારો, અને નહિ તો મારી વરસગાંઠ પાછી લઇ લો."

આટલું મોટું ભાષણ કરીને પદ્મમા આસપાસ જોવા લાગી. બીજાં ચારે છોકરાં તો આભાં જ બની ગયાં હતાં. હરેશ રડવા મંડી ગયો હતો. ગંગાબાઇ ઉપર આવી પહોંચી

હતી. આ બધું શું છે તેની સમજણ જ તેને પડતી નહોતી. બા હજી શાંત થયાં નહોતાં. એ કાંઈ બોલતાં નહોતાં પણ તેમના મોં ઉપરથી લાગતું હતું કે તેમને આ બનાવથી બહુ જ દિલગીરી થઇ હતી. એમના હાથમાંનું ખોટું ચકીકું ઉઘડી ગયું હતું. તેમાંથી કચકડાની મોટી ઢીંગલી તથા તેનાં લૂગડાંની એક પેટી એટલું દેખાતું હતું. બાનું મોં જોઇને પદમાને બીક તો લાગી નહિ, પણ એને એમ તો થયું કે બાને બહુ જ ખોટું લાગી ગયું છે, તેથી તે બહુ જ દિલગીર થઈ. બાએ એને મારી હોત તોપણ એને આટલી બધી દીલગીરી થાત નહિ. એ વળી પાછી ફરીથી બોલી : “ બા, મારાથી બહુ જ ખોટું કામ થયું છે. પણ તે માટે મને મારવી હોય તો મારો. અને મારી વરસગાંઠ કરતાં તો બીજું શું આપું ? ફરી આવું હું નહિં કરૂં. ”

પદમાને ખરેખરી દિલગીરી થઇ છે એમ એની બાએ પણ જોયું. પણ બધી હકીકતની તેમને બરોબર સમજણ પડી નહોતી. તેથી પદમાને બોલાવીને તે પોતાની સાથે બીજા ખંડમાં લઈ ગયાં. તે ખંડમાં જઈ, પદમાને બેસાડીને તેમણે બધી હકીકત પૂછી. પદમાએ બધી સાચી વાત કહી. લલનાએ કેવી માંગણી કરી હતી, આજે પોતાનાં બધાં વખાણ કરે તેવું મને મન કેવું થયું હતું, મીઠાઈ કેવી રીતે નજરે પડી, અને તે શી રીતે લીધી, અને બધાં કેવાં ખુશ ખુશ થઈ ગયાં, તે બધી વાત તેનાથી બને તેટલા ખુલાસાથી કાલા કાલા બોલમાં જણાવી.

આ બધું સાંભળીને એક પળ તો એની બા છાનાં બેઠાં. પછી તેમણે પદમાને ખોળામાં લઈ તેને એક કોટી કરી અને તેને ધીમેથી ઠપકો દીધો કે :

" પદમા, તેં આજે બહુ જ મોટી ભૂલ કરી છે. પણ તું તે માટે ખરેખરી દિલગીર થઈ છું, અને વળી બધી વાત સાચી કહીને તેં તારી ભૂલ કબૂલ કરી છે, તેથી હું તને માફ કરૂં છું; પણ તને સજા તો કરવી જ પડશે."

બિચારી પદમા પૂછવા લાગી: " તમે મારી વરસ-ગાંઠ લઈ લેશો ?"

" ના, બેન ના. ભગવાને તને વરસગાંઠ આપી છે તે મારાથી શી રીતે લઈ લેવાય ? પણ તેં ભૂલ કરી છે તે વાત તને યાદ રહે તે માટે હું તને એવી સજા કરૂં છું કે આ તારી ઢીંગલી અને એનાં લુગડાંની પેટીને તારે આઠ દિવસ અડકવું નહિ. મનગમતી ચીજ પણ રજા વિના લેવાય નહિં એવી તને તેથી ટેવ પડશે એમ હું આશા રાખું છું."

થોડીવાર પદમા દિલગીરી સાથે તેની બાના મોં સામે જોઈ રહી અને પછી બોલી : " બહુ સારૂં બા, હું ફરીથી એવી ગાંડી કદી થઈશ નહિં."

પછી આખો દિવસ બધાં છોકરાંએ બહુ જ મજા કરી.

# મોટાં કાકીને ઘેર.

મોટાં કાકી એક સરસ ઘરમાં રહેતાં હતાં. ઘરની આસપાસ બધે બાગ હતો. એમના ઘરમાં એક બાઇ અને એક ચાકર એટલાં જ માણસ હતાં. એમને છોકરાં નહોતાં. પણ બીજાં છોકરાંને રમાડવાનું એમને બહુ ગમતું, તેથી પાડોશીનાં છોકરાંને બોલાવીને ઉજાણીઓ કરાવતાં, તથા તેમને રમકડાં આપતાં અને બહુ રમાડતાં. પણ જો કોઈ છોકરાં તેમને ઘેર આવીને તોફાન કરે અથવા કોઈને પજવે તો તેમને તે રમકડાં આપતાં નહોતાં. આસપાસનાં બધાં છોકરાંની વરસગાંઠના દિવસ તેમણે લખીને પોતાની પાસે રાખેલા હતા, અને વરસગાંઠને દહાડે દરેક છોકરાને તે કાંઇ ને કાંઇ રમકડું તથા ખાવાનું મોકલતાં હતાં. આસપાસનાં બધાં લોકોને એ મોટાં કાકી બહુ જ ગમતાં હતાં. એમનું નામ

તો બીજું કાંઈક હતું, પણ બધાં એમને મોટાં કાકી કહેતાં હતાં. એમને ઘેર જે બાઈ હતી તેનું નામ મેનાબાઈ હતું. એ મેનાબાઈ પણ બહુ સારી હતી. એ છોકરાંઓ માટે સારૂં સારૂં ખાવાનું બનાવતી હતી, અને મોટાં કાકીની ચાકરી બહુ સારી કરતી હતી. એમના ચાકરનું નામ ગણુપત હતું. તે પણ બહુ વરસથી એમને ઘેર રહેતો હતો, અને ઘણો સારો માણુસ હતો.

મોટાં કાકીની પાડોશમાં રમુ અને નિમુ એ બે ભાઈબહેન રહેતાં હતાં. એમની બા એમને મોટાં કાકીને ઘેર ઘણીવાર મોકલતી હતી. તે બે જણુ બહુ જ શાન્ત અને કહેલું કરે તેવાં હતાં. તેથી મોટાં કાકીને એ બહુ જ ગમતાં, અને એમને તે ઘણીવાર રમકડાં આપતાં હતાં.

વળી તેમની પાડોશમાં સરલા અને સુરેશ નામે બીજાં ભાઇબહેન પણુ રહેતાં હતાં. એ બે જણુ તોફાની, રીસાળ તથા એકલપેટાં હતાં. એમની બા પણુ એમને સારી શિખામણુ આપતી નહોતી. મોટાં કાકીને ઘેર આ છોકરાં પણુ જતાં હતાં. પરંતુ એમને ઘેર જઇને તે તોફાન કરતાં તેથી તેમને રમકડાં મળતાં નહોતાં. એમની બા એમ કહેતી હતી કે મારાં છોકરાં તો બહુ સારાં છે, પણુ મોટાં કાકી જાણી જોઇને એમને રમકડાં આપતાં નથી, અને રમુ તથા નિમુ એમને ખોટું ખોટું સમજાવીને બધાં રમકડાં લઇ જાય છે. એમની બા આમ બોલે એટલે છોકરાં સારાં થતાં નહિં, અને બીજાં છોકરાંની અદેખાઈ કરતાં.

આજે મોટાં કાકીને ઘેર છોકરાંઓને ઉજાણી છે. બધાં છોકરાં ઉપર કાગળો લખીને નોતરાં આપેલાં છે. સરલા અને સુરેશને પણ નોતરૂં છે. બપોરે બે વાગે એમને ઘેર જમવાનું છે.

સરલા અને સુરેશની બાએ એમ કહેલું કે આજે તમે કોઈ જશો નહિં. પણ વળી પછીથી એમ કહી દીધું કે જો તમે નહિં જાવ તો રમુ અને નિમુ બધાં રમકડાં લઈ જશે માટે જજો. સરલા અને સુરેશ એમ વિચાર કરતાં હતાં કે આજે આપણે જરાયે તોફાન નહિં કરીએ. સારામાં સારૂં રમકડું આપણને જ મળે તેવું આપણે કરીશું. આવો વિચાર કરીને તે બે જણાં મોટાં કાકીને ઘેર સરસ લુગડાં પહેરીને ગયાં.

રમુ અને નિમુ પણ વખતસર આવેલાં હતાં, અને બીજાં પણ ચાર છોકરાં હતાં. આમ બધાં મળીને આઠ જણ થયાં હતાં. તેમાં સોરાબ અને શીરીન નામે બે પારસી છોકરાં પણ હતાં. તે બે કાંઇ ભાઇબહેન નહોતાં, પણ તેમની બે જણની રીતભાત બહુ જ સરસ હતી. સોરાબ જરા ટીંખળી હતો, પણ કોઇને ખોટું લાગે તેવું બોલતો નહોતો.

મોટાં કાકીના વર વિલાયત જઈ આવ્યા હતા. હવે તો એ મરી ગયા હતા, પણ એમને ઘેર ચા દૂધ બધું ટેબલ ઉપર પ્યાલા રકાબીમાં પીવાનો રીવાજ પડેલો હતો. બધાં છોકરાં આવી ગયાં એટલે એક મોટા ટેબલની આસપાસ

ખુરશીઓ ઉપર તેમને બેસાડી દીધાં. પછી તેમને સરસ મશાલાવાળું દૂધ અને અજમો મીઠું નાંખેલી પુરીઓ ખાવા આપી. તે પછી તેમને ટીકડીઓ, આલુ, સુકાં અંજીર એ બધો મેવો આપીને બાગમાં રમવા મોકલી દીધાં. ટેબલ ઉપર તો કોઇએ તોફાન કર્યું નહોતું, અને બધું જ કામ બહુ ધીમેથી અને ડહાપણુથી પુરૂ કર્યું હતું. સુરેશ અને સરલા પણ કાંઈ તોફાન કર્યા વગર જ રમવા ગયાં હતાં.

બાગમાં બધાં છોકરાં એક તરફ રમતાં હતાં. એ બધાં એમ જાણતાં હતાં કે અમને કોઈ જોતું નથી. પણ મોટાં કાકી બાગમાં એક વેલના માંડવામાં બેઠાં બેઠાં એમને જોતાં હતાં. બાગમાં એક તરફ હીંચકો હતો તે ઉપર કોઈ હીંચકા ખાતું હતું. કોઈ સાતેલીયું રમતાં હતાં, કોઈ ફુવારાના હોજમાં નાંખેલી માછલીઓ જોતાં હતાં. આમ બધાં ખૂબ મઝા કરતાં હતાં. એટલામાં એક શેકેલી મગફળીવાળો જતો હતો. તે એક ડોસો હતો અને આંખે ઓછું દેખતો હતો. તેને જોઇને સરલા તથા સુરેશને તોફાન કરવાનું મન થયું. તેમણે ગુસપુસ વાત કરી. પછી એકદમ બહાર જઇને ધૂળના બે મોટા ઢગલા કરી વચ્ચે ધૂળની નાની ટેકરીની વાડ કરી દીધી. પેલો મગફળીવાળો ચાલતાં ચાલતાં ઢગલા સાથે અથડાઇ ગયો અને તેના માથા ઉપરથી મગફળીની છાબડી પડી ગઈ. સરલા તથા સુરેશને આ જોઇ બહુ મઝા પડી, અને તે હસવા મંડી ગયાં.

બીચારો મગફળીવાળો ડોસો તો રોવા જેવો થઇ ગયો. રમુ અને નિમુ તેની પાસે ગયાં અને બધી વાત

જાણી. એમણે તથા શીરીને બધી મગફળી વીણી આપી. મગફળીવાળો કહેતો હતો કે જે નિશાળ પાસે તે વેચવા બેસતો હતો તેનો ઘંટ વાગી ગયો હશે એટલે તેની મગફળી હવે ખપશે નહિં. વળી ધૂળવાળી મગફળી એકદમ વેચાશે પણ નહિં. એ બિચારો તો રડવા જ મંડી ગયો. શીરીને તેને એકદમ બેઆની કાઢી આપી. તે જોઈને રમુ તથા નિમુએ પણ એકેક આની એને આપી. આ જોઇ મગફળી-વાળો તો બહુ ખુશ થઇ ગયો અને તે છોકરાંને કહેવા લાગ્યો કે, "મારે ઘેર પાંચ જણ ખાનાર છે અને બે તો તમારાં જેવાં જ નાનાં છે. આજે મારી મગફળી ન વેચાઈ હોત તો એ બધાં ભૂખ્યાં સુઇ રહેત. પણ હવે તો આ પૈસા તમે આપેલા છે એટલે હું તે બધાં માટે ખાવાનું લઇ જઇશ. છોકરાં! તમે બધાં પેલાં બે જણના જેવું તોફાન કરશો નહિં. તમારૂં ભગવાન ભલું કરશે."

મોટાં કાકીએ આ બધું જોયું હતું, અને મગફળીવાળો થોડો આગળ ગયો એટલે ગણપત પાસે બધી હકીકત પૂછાવી મંગાવી તેને બીજા ચાર આના મોકલી દીધા હતા.

પાંચ વાગતાં બધાં છોકરાંને મોટાં કાકીએ બોલાવી લીધાં. હવે બધાંને ખાવાનું આપવાનું હતું. સરસ ભજીયાં, શેવ, ગાંઠીયા, પુરી, મીઠાઇ, બધું ટેબલ ઉપર ગોઠવેલું હતું. મોટાં કાકીએ આગ્રહ કર્યો કે કોઈએ વેરવું નહિં, તેમજ ગડબડ કરવી નહિં. બધાં છોકરાં ખાવા મંડી ગયાં. સરલાને ભજીયાં બહુ જ ભાવતાં હતાં. તેણે પોતાની પાસેની

તાસકમાંથી ઉતાવળથી બધાં ચાવીને ખાવાની દરકાર વગર જ તે પૂરાં કરી દીધાં. પછી જરા દૂરની બીજી તાસકમાં ભજીયાં મૂકેલાં હતાં તે લેવાની તજવીજ કરી. એમ કરતાં હલવાની તાસક પડી ગઇ અને તે નિમુના પગ ઉપર અથડાઇ ભોંય પડી, તેથી નિમુનાં લુગડાં પણ ગંદાં થયાં.

મોટાં કાકીએ આ બધું જોયું હતું, પણ તે વખતે તેમણે કોઇને ઠપકો દીધો નહિં. થોડીવાર પછી બધાં છોકરાં એક મોટા ઓરડામાં એકઠાં થયાં. મોટાં કાકી એક લાંબા ટેબલ આગળ બેઠાં. ટેબલ ઉપર એક ઢીંગલી અને તેની બાબાગાડી, એક જાળીવાળું બેટ અને રબરનો બૉલ, એક ચાવી આપવાનું હવાઇ વિમાન, એક સરસ પુંઠાની કોરી નોટ અને તેમાં ખોલીવાળી પેનસીલ, એક બહુ ચિત્રવાળી વાતોની ચોપડી, પૈસા મુકવાનું એક પાકીટ, હાથરૂમાલની પેટી અને એક મોટો ચામડાનો ફૂટબૉલ, એટલાં રમકડાં હતાં. છોકરાં તો એ જોઇને આનંદમાં આવી ગયાં. પણ સરલા તથા સુરેશના મનમાં બીક હતી કે આપણને આ રમકડાં મળશે નહિં. આપણે તોફાન ન કર્યું હોત તો સારૂં હતું એમ એમને લાગતું હતું.

મોટાં કાકીએ પછી વાત કરવા માંડી કે મગફળી-વાળાની બધી હકીકત મેં જાણી છે. રમુ અને નિમુએ એ બિચારાને મગફળી વીણી આપી તેથી તેમને બે જણને સારામાં સારૂં ઇનામ હું આપું છું. શીરીને એને પૈસા આપીને મદદ કરી તેથી તેને પણ હું એક સારૂં ઇનામ આપીશ. પણ સરલા તથા સુરેશે આજે તોફાની ચાલ ચલાવી

છે તે માટે મારે તેમને ઠપકો આપવો જોઇએ. ઘરડા અને ગરીબ મગફળીવાળાને હેરાન કર્યો ને પછી તેમણે કાંઈપણ મદદ તેને આપી નહિં. કોઈને દુઃખી કરવામાં એમને મજા પડી. વળી સરલા તો ખાઉધરી પણ છે. બપોરે નિમુનાં કપડાં બગાડીને તેની માફી પણ તેણે માંગી નથી. આ બહુ જ ખરાબ કહેવાય. તોપણ હવેથી તેઓ એમ નહિં કરે એમ ધારી બધાંની માફક જ તેમને રમકડાં આપું છું.

મોટાં કાકીએ આ વાત કરવા માંડી એટલે સરલા અને સુરેશે જાણી જ લીધું હતું કે આપણને કાંઈ રમકડાં મળવાનાં નથી. પણ એમને રમકડાં મળવાની વાત આવી એટલે તો એમને બહુ જ લાગી ગયું. આટલું તોફાન કરવા છતાંયે પોતાને રમકડાં મળશે એમ જાણીને તેઓ બહુ જ શરમાઇ ગયાં. સરલા તો રમકડું પાછું આપીને ડુસકે ડુસકે રડવા લાગી. તે બોલી, “મેં બહુ ખોટું કામ કર્યું છે. મેં તોફાન કર્યું છે. મેં નિમુનું લુગડું ડાઘાવાળું કર્યું છે, માટે મને રમકડાં આપશો નહિં. ફરીથી હું ડાહી થાઉં એટલે આપજો.”

સુરેશ પણ બહુ જ શરમાઇ ગયો હતો, અને એ તો નાસી જતો હતો. પણ મોટાં કાકીએ બે જણને પોતાની પાસે લઈ કોટી કરીને તેમને રમકડાં આપી દીધાં.

તે દિવસ પછી સરલા અને સુરેશે કદી પણ તોફાન કર્યું નથી. પોતાને ઘેર કે નિશાળમાં પણ તેઓ મોટાં કાકીનો વિચાર કરતાં હતાં, અને જે કામ સારૂં હોય તે જ હમેશાં કરતાં હતાં.

# ભરદરીયે

[ એક ખરી બનેલી હકીકત. ]

ઈશ્વર કોપ્યો હતો. આખો આટલાંટિક મહાસાગર હેલે ચઢયો હતો. પવન તો કહે મારૂં કામ, અને ચારે પાસથી બરફ વરસી રહ્યો હતો. આવે વખતે ભર દરીયામાં "એન્ટીનો" નામની મોટી આગબોટ આ ભયંકર તોફાનમાં સપડાઈ. આગબોટ માલ લઈને અમેરીકાથી જતી હતી, પણ ભરદરીએ અટકી. તેનું એન્જીન બંધ પડી ગયું, અને સખ્ત વાવાઝોડામાં તે નકામી થઇ ગઈ. પાણીનાં મોટાં મોટાં મોજાં આખી આગબોટ ઉપર ફરી વળતાં હતાં. સંકટ સમયે વાપરવાની નાની હોડીઓ આગબોટની અગાશીમાં લટકતી હતી, પણ તે પાણીમાં ઉતારી શકાતી નહોતી. આગબોટના કપ્તાને મદદ માટે તારના સંદેશા ચારે

તરફ મોકલી દીધા; પરંતુ કંઇ મદદ આવી નહિં. આમને આમ બે દિવસ ચાલી ગયા. આગબોટ ઉપર ખોરાક કે પાણી કંઇ રહ્યાં નહોતાં. કપ્તાન અને તેના ચોવીસ ખલાસીઓ બબ્બે દિવસના ભુખ્યા હતા. છેવટે કપ્તાને છેલ્લા તારના સંદેશા મોકલ્યા કે: " આગબોટ ડુબી જાય છે. અમારે તે તજી દેવી છે, પણ સાધન નથી. " આ સમયે એક અમેરીકાની આગબોટ નામે " પ્રેસીડેન્ટ રૂઝવેલ્ટ " ત્યાંથી જતી હતી, તેને આ સંદેશો મળ્યો. આ આગબોટ પણ તોફાનમાં સપડાયલી હતી, પણ તેને કશી ઈજા થયેલી નહોતી. આ સંદેશો મળતાંજ તેના બહાદુર કપ્તાને આગબોટ ઉભી રાખી, અને " એન્ટીનો " ને મદદ કરવા સારૂ નાની બોટો તૈયાર કરી. પરંતુ " એન્ટીનો " દેખાતી નથી. બરફ પડયા કરે છે, અને દરીયો તો ભયંકર થઈ ગયો છે. નાની હોડીઓ લેઇને " એન્ટીનો"ની પાસે જાય કોણ ? અંતે પોતાની ઈચ્છાથી–કેવળ મદદ કરવાના ઉદ્દેશથી જ કેટલાએક સ્વયંસેવકો તૈયાર થયા, અને નાની હોડી ઉપડી. મોટાં મોજાં આવ્યાં ને બે માણસો ઘસડાઇ ગયાં. તે બિચારા જીવથી ગયા, છતાંએ બીજાઓ ડરતા નથી. એ બેની જગ્યા લેનાર પણ બહાર પડયા, અને આ નાની હોડી " એન્ટીનો" પાસે ચાલી. આ સમયે તે વાંકી વળી ગઈ હતી, અને ડુબવાની તૈયારીમાં હતી. આવે સમયે તેની પાસે જવામાં બહુ જ જોખમ હતું. કદાચ તે ડુબે તો જોડેની નાની હોડી પણ ડુબી જાય જ. છતાંયે નાની હોડીમાં બધાએ ખલાસીઓનો સમાવેશ થાય તેમ નહોતો. "એન્ટીનો" ના ખલાસી-

ઓમાંથી બાર જણા પરણેલા હતા. તેમનાં સ્ત્રી-પુત્રોની ખાતર અન્ય બીજા ખલાસીઓએ તેમને પેલી નાની હોડીમાં મોકલી દીધા. કપ્તાન પોતે પણ પરણેલો હતો; પરંતુ તેનાથી તો કેમ જ જવાય ? એ અને બીજા બાર ખલાસીઓ તો બીજી હોડીની વાટ જોતા થોભ્યા. તોફાન કંઈક નરમ પડવા લાગ્યું. દરીઓ સહેજ શાંત થયો. અને આ બાકીના પણ બચી ગયા. " એન્ટીનો," છોડીને તેઓ ગયા કે તરત જ તે મોટી આગબોટ ડુબી ગઇ. " પ્રેસીડેન્ટ રૂઝવેલ્ટ "માં બેસીને તેઓ સૌ ઇંગ્લાંડના પ્લીમાઉથ બંદરે ગયા. આ સર્વ સમાચાર તો તેમની આગળ કયારનાએ દોરડા વગરના તાર મારફતે ત્યાં પહોંચી ગયા હતા. " રૂઝવેલ્ટ "ને અને તેના કપ્તાનને તથા તેના શુરા-હીમતબહાદુર મદદનીશોને હરખભર્યો આવકાર આપવામાં આવ્યો.

" એન્ટીનો " ના કપ્તાનને મળવા તેની બહાવરી સ્ત્રી ધસી આવી. બેઉ ભેટયાં. બન્નેની આંખમાંથી આંસુ પડયાં. પછી પેલી સ્ત્રી " રૂઝવેલ્ટ " ના કપ્તાન તરફ ફરી અને તેને કહ્યું કે, " ઓ વીર નર ! આજે તમે અમને જીવતદાન આપ્યું છે. અમે તમારો ઉપકાર શી રીતે માનીએ ? "

પણ "રૂઝવેલ્ટ" નો કપ્તાન ફ્રૂઇડ તો જાણે કંઇ બન્યું જ ન હોય તેમ શાંતિથી હસ્યો અને બોલ્યો : " એ તો અમે ખલાસીઓ એક બીજાને માટે એમ જ કરીએ. "

* * * *

તા. ૨૭-૧-૨૬ ને દિવસે "એન્ટીનો" તોફાનમાં સપડાઈ હતી. ૩૧ મીએ તો તે પ્લીમાઉથ પહોંચી ગઈ. આમાંની અક્ષરે અક્ષર વાત ખરી બનેલી છે. છતાંયે જાણે કોઈ જોડી કાઢેલી અદ્ભુત વાર્તા વાંચતા હોઈયે એવો તેમાં રસ ભર્યો છે. તમારા અને મારા જેવા મનુષ્યોએ જ આ હીંમત બતાવી હતી. આવાં સાહસ ખેડે તેમાં જ મહાઈ છે. આપણા બધામાં આવી હીંમત અને આવું સાહસ ક્યારે આવશે ?

નાનાં હોય ત્યારે જેમણે સાહસનાં કામ કર્યાં હોય તેમની હીંમત મોટપણે આવી હોય.

# બાળકોનો ન્યાય.

આજે ઘરમાંથી બધાં જ બહાર ગયાં હતાં. ઘરનું આખું રાજ રમુ, નિમુ અને દમુના હાથમાં આવ્યું હતું. રમુ અને નિમુ ભાઈ બહેન હતાં, અને દમુ તેમના કાકાનો દીકરો હતો. તેઓ ઘરમાં એકલાં હતાં. તે પાંચે જણને બહુ જ બનતું હતું. ઘરમાં એમની ઘાટણ ગંગા હતી, તે પણ ચાકરો જોડે પાછલે ઓટલે વાતો કરવા બેસી ગઈ હતી. એટલે આ છોકરાં ગમે તેટલું તોફાન કરે તોયે કોઈ તેમને પૂછનાર નહોતું.

પહેલાં તો પાંચે જણાએ ભેગાં મળીને વિચાર કરવા માંડયો કે હવે રમવું શું ? આખી સભાનો પ્રમુખ હંમેશાં રમુ જેનું ખરૂં નામ રમેશ હતું તે જ બનતો હતો, અને બધાને એક એક મત આપવાનો હક્ક મળતો હતો. પહેલા સુરેશે દરખાસ્ત મૂકી કે આપણે લુંટારાની રમત રમીએ.

જાણે કે આ બધા કબાટો આપણે તોડી નાંખીએ અને અંદરથી બધી ચીજો બારીએથી નીચે ફેંકી દઇએ, અને પછી પોટલાં બાંધી સંતાડી દઇએ. બધાંને આ રમત ગમી તો ખરી; પણ ઘરનાં બધાં બહારથી આવે અને કબાટો તૂટેલાં જુએ તો એક એક જણને માર પડે, અને ગલ્લા-પેટીના બધા જ પૈસા દંડ થઈ જાય.

આ રમત પડતી મૂકી, એટલે બીજી રમત કઈ રમવી તે બાબત સરલા અને નિમુ સાથે બોલવા મંડી પડયાં. પ્રમુખ સાહેબે હુકમ કર્યો તોપણ અટકે નહિં, એટલે તે બન્ને જણનો એક એક આનો દંડ થયો. તેમનો એવો રિવાજ હતો કે કોઈનો વાંક પડે તો દંડ થાય, અને તે એક હબસીના મોઢાવાળી ગલ્લાપેટી હતી તેમાં નાંખવામાં આવે. કોઇ કોઇ વાર આ પેટી બધા મળીને ખોલે અને તેમાંના પૈસાની ઉજાણી કરે, અથવા ધર્માદામાં આપી દે. ઘણુંખરૂં તો તે પૈસા ધર્માદામાં જતા હતા. હાલ તરત તો હબસીના મોંમાં બે આનીઓ પડી.

પછી નિમુએ કહ્યું, “આપણે બિલાડીઓની રમત રમીએ. આપણે સૌએ હાથ અને પગ જમીન ઉપર મૂકીને જ ચાલવું. દાદર પણ તેવી જ રીતે ચડવો ઉતરવો. બધાએ મીંયાંઉ, મીંયાંઉ બોલવું. પછી આપણે ભંડારીયામાંથી રોટલી કાઢી લાવવી અને પછી અંદર અંદર લડવું.” આથી બધાંને ખૂબ હસવું આવ્યું અને એમ લાગ્યું કે એ રમત રમવાનું ઠરશે.

રમુએ કહ્યું: “આ માર્જાર રમત પણ સરસ છે.”

એ આટલું બોલ્યો કે તરત જ બધાં બોલી ઉઠયાં કે "હંડ આપો, હંડ આપો." કારણ કે એ મંડળીનો એવો એક હંમેશનો કાયદો હતો કે કોઇ અઘરો શબ્દ કે અંગ્રેજી શબ્દ બોલે તો તેણે એક પૈસો હબસીના મોંમાં નાંખવો. પછી તેણે કહ્યું કે, "આ બીલાડીની રમત પણ સરસ તો છે, પણ મારો વિચાર તો છુપી પોલીસની રમત રમવાનો છે. આપણે જાણે ગુપચુપ ફરીએ અને ચોરને પકડીએ. પછી કચેરી ભરીએ, અને તેનો ન્યાય કરીએ. તમારી આગળ આ બે દરખાસ્તો છે, તેમાંથી જે ઠીક લાગે તે પસાર કરો."

બધાંને બીલાડીઓની રમત ગમતી તો બહુ, પણ દાદરેથી પડવાનો કે ઢીંચણ છોલાવાનો ભય હતો. વળી આખી રમત તરીકે તેમાં કાંઇ ઘાટ નહોતો, એટલે બધાંયે અંદર અંદર જ આ બધી વાત કરવા માંડી. નિમુને પણ તે ખરી લાગી, અને તેણે કહ્યું કે, હું મારી દરખાસ્ત જ પાછી ખેંચી લઉં છું. આપણે સઉ છુપી પોલીસ રમીશું.

હવે રમેશ અને સુરેશ બે ખાસ પોલીસ બન્યા. ગુપચુપ પગલાં ભરે તથા આમ તેમ તીણી નજરે જુએ. એટલામાં રમેશે એક નવ દસ વરસના ભીખારીના છોકરાને ગુપચુપ પોતાના કંપાઉંડમાં પેસતો જોયો. એકદમ તેણે સુરેશને ઈશારો કરી બોલાવ્યો, અને કહ્યું કે "પેલો ચોર બદદાનતથી આપણા ઘરમાં પેઠો છે. એના ઉપર સખ્ત દેખરેખ રાખી એને પકડવો જોઇયે."

તેઓ બન્ને એકદમ નીચે દોડયા. દાદરનાં પગથીયાં ઉતરવાને બદલે કઠેરા ઉપરથી લપસતા જ ચાલ્યા. પછી

બાજુના દરવાજેથી બે જણા ગયા. પેલો છોકરો ઓટલા ઉપર ચઢયો હતો, અને ત્યાં એક છત્રી પડી હતી તે ઉપાડવાની તૈયારીમાં હતો. પેલાએ છત્રી ઉપર હાથ મૂકયો કે તરત જ બે જણા કુદકો મારતા કે તેની બે બાજુએ જઇ ઉભા, અને તેના બે હાથ સખત પકડી લીધા. એ બે જણને જોઈને તે છોકરો તો ગભરાઈ ગયો. તેને આ લોકોએ છત્રી સાથે જ પકડયો. તેના હાથ રૂમાલથી બાંધી લીધા. તેને તે લોકો ઉપરની મેડીએ પોતાના રમવાના ઓરડામાં લઇ ગયા. પાંચે જણાની મંડળી ભરાઈ. રમુ જડજ થઈ મોટી ખુરશી ઉપર બેઠો. ત્રણ ખુરશીઓ ગોળાકારે મૂકીને તેનું ચોરનું પાંજરૂં બનાવ્યું. તેમાં પેલા ચોરને ઉભો રાખ્યો. નીમુ, સરલા અને દમુ એક કોચ ઉપર બેઠાં. તેઓ પંચ હતાં. પંચ અને જડજ મળીને જે ન્યાય કરે તે ખરો. સુરેશે બધી હકીકત કહી. તેને અમે ચોરી કરતો જ પકડયો હતો એ જણાવ્યું, અને કહ્યું કે આવા ચોરોને સખત શિક્ષા થવી જોઇએ.

પછી રમુએ કેદીને એનું નામ પૂછ્યું. એણે કહ્યું: "મારૂં નામ રામલો છે." રમુએ પૂછ્યું, "તેં શા માટે ચોરી કરી? તેં તારી બાને કહ્યું હોત તો તે છત્રી તને લાવી આપત." આ સાંભળી રામલો રડી પડયો. એણે કહ્યું, "મારી બા તો બહુ જ માંદી છે. અહિંથી થોડે દૂર એક બંગલામાં મારા બાપા માળી હતા. તે ગયે વરસે મરી ગયા. પછી હું અને મારી મા સાથે રહેતાં હતાં. મા મજૂરી કરતી હતી. બે મહિનાથી એને તાવ આવે છે, એટલે મજૂરીએ જવાતું નથી. હું ભીખ માગી લાવું અને જે મળે છે તેમાંથી ચોખા લાવું છું. મારી

મા ધીમે ધીમે ભાત કરી આપે છે, અને અમે બે ખાઇયે છીયે. કોઇક વાર કોઇ ગરીબ પાડોશીઓ છાશ વધી હોય તો આપે છે, અને કોઈકિ વાર તમારા જેવાના ઘરમાંથી ખાવાનું મળે છે તો ખાઈયે છીયે. હમણાં વરસાદના દિવસમાં ભીખમાં મળતું નથી, અને બે દહાડાથી તો કહાકા થયા છે. માને ગમે તેમ કરીને આજે તો ખાવા આપવું જ એમ વિચાર કરી એક છત્રી સમી:કરનાર મીયાંને હું બહુ કરગર્યો ત્યારે એણે કહ્યું કે, 'કોઇના બંગલામાંથી એક છત્રી ઉપાડી લાવ તો હું તને ચાર આના આપીશ.' આ ઉપરથી હું તે વિચારમાં આમ આવ્યો અને તમારે ઓટલે છત્રી જોઇને અંદર પેઠો. પછીની બધી વાત તો તમે જાણો છો. બિચારી મારી માને અત્યારે શું થતું હશે ?"

આ સાંભળી જડજ સાહેબની આંખમાં પાણી આવ્યાં, અને નિમુ તથા સરલા તો રડવા જ લાગ્યાં. રમુએ કહ્યું, "બોલો એને શી સજા કરવી છે ?" બધાં એક બીજાના મોં સામું જોયાં કરે. પછી રમુ ઉઠયો. હબસીવાળ ગલ્લાપેટી લાવ્યો, અને તે ટેબલ ઉપર ઠાલવી પૈસા ગણ્યા. તેમાં રૂ. ૧-૨-૩ બધું મળી અંદર હતા. સુરેશ સામું જોઇને તે બોલ્યો, "બધું." નિમુ ઉઠી અને ભંડારીયામાંથી છ સાત પૂરીઓ લાવી એક કાગળમાં વીંટી. પછી રમુએ રામલાના હાથ છોડી નાખ્યા અને પેલા પૈસા તેને આપ્યા અને કહ્યું, "આ તારી બાને માટે છે. પણ ફરીથી ચોરી કરીશ નહિં."

નિમુએ પડીકું તેના હાથમાં આપી દીધું અને તે રામલો અચંબો પામી જાણે સ્વપ્નામાં હોય તેમ ચાલી ગયો.

આ બનાવ પછી એણે ફરી ચોરી કરી નથી.

# નિમુએ શું ખોયું?

આજે રમુ અને નિમુ બહુ જ આનંદમાં હતાં. માશીબાની સાથે તેઓ મુંબઇ આવ્યાં હતાં, અને આગગાડીમાં પણ માશીબાએ તેમને બહુ જ મઝા કરાવી હતી. દિવસની ગાડી હતી. દરેક સ્ટેશને તેમને કાંઇને કાંઇ ખાવાનું મળતું હતું, એટલે આ ભાઇબહેનને તો બહુ જ મઝા પડી. પણ તેમને એક કટેવ હતી. તેઓ આખો દહાડો પોતાનાં પોટલાં છોડે, રમવાની ચીજો બહાર કાઢે, અને પાછી સંભાળીને મૂકે નહિં. વળી ભાથાનો કરંડીયો હતો તેમાં પણ તેઓ હાથ ઘાલ્યા કરે, અને તાસકો તથા ચમચીઓ બહાર કાઢે, પણ પછી સંભાળીને પાછી ના મૂકે. માશીબાની પાન-સોપારીની ચમચી પણ તેમને લેવાની ખરી. તેમાંથી કાથા ચુનાની ડાબડીઓ કાઢે, સુડી કાઢે, સોપારીઓ વેરે, પણ પાછું ગોઠવીને મૂકવાની બાધા.

એમની આવી ગરબડથી માશીબા ઘણાં કંટાળ્યાં. રાત્રે મુંબાઇ ઉતરીને ઘેર ગયા પછી નિરાંતે બધો સામાન તપાસ્યો ત્યારે ખબર પડી કે આટઆટલી ચીજો ખોવાય છેઃ–બે ચમચીઓ, એક સુડી, ચુનાની ડાબડીનું ઢાંકણું, ચાવીથી ચાલતી રમુની મોટર અને નિમુની રબરની બાવલી. આથી માશીબા બહુ જ ચીઢાયાં. બીજે દિવસે રાણીના બાગમાં જનાવરો જોવા જવાનું હતું. તેથી માશીબાએ કહ્યું કે "જો હવે તમે એક પણ ચીજ ખોશો તો હું તમને રાણીના બાગમાં નહિં લઈ જાઉં; અને તમે સિંહ, વાઘ, રીંછ, તેમ જ વાંદરાઓની મસ્તી જોઇ શકશો નહિં."

રમુ તથા નિમુએ પણ નક્કી કર્યું કે એક પણ ચીજ સાથે લેવી જ નહિં. લઇએ તો ખોવાય ને ! ને બીજે દિવસે સવારથી જ આ બે છોકરાંનાં મોં ગંભીર થઈ ગયાં. જાણે હમણાં રડી પડશે એમ લાગતું હતું. તેઓ આખો દિવસ બહુ જ ડાહ્યાં થયાં. કોઇની સાથે બોલે પણ નહિ તેમ કાંઈ રમે પણ નહિં. ત્રણ વાગે માશીબા સાથે તેઓ ગાડીમાં નિકળ્યાં. નિમુ કાંઇ બોલતી ન હોતી, અને વળી તેણે તો પોતાનો રૂમાલ મોંએ દાબી રાખ્યો હતો. બાગમાં બધે ફરતાં ફરતાં પણ છોકરાં કાંઈ બોલે નહિં. માશીબાએ તેમને પૂછયું કે તાવ તો નથી આવ્યો ને ? બન્નેએ માથું હલાવીને ના કહી. ખાવાનું લેવાનું પૂછયું તેની પણ ના કહી. અંતે બધું જોઇને તેઓ વાંદરાઓ પાસે આવ્યાં. ત્યાં આગળ વાંદરાં બહુ જ ચાળા કરતાં હતાં. તે જોઈને બધાં છોકરાંઓને બહુ જ હસવું આવતું હતું

છતાંયે રમુ અને નિમુ તો હસતાં જ નહોતાં. ત્યાં એક મડમ વાંદરાંને ચણા ખવડાવતી હતી. એટલામાં એક મોટા બુઢીયાએ, પાંજરામાંથી હાથ બહાર કાઢી મડમની ટોપી ખેંચી. મડમ બીની અને પાછળ હઠી. પણ ટોપી અને મડમનો ચોટલો બે વાંદરાના હાથમાં રહ્યાં. કારણ કે મડમે બનાવટીવાળ પહેર્યા હતા. આ બોડા માથાવાળી મડમને જોઈને બધાને બહુ જ હસવું આવ્યું, અને નિમુથી પણ હસી દેવાયું. તે પહેલાં તો ખડખડાટ હસી પણ પછી માશીબાને વળગીને રડી પડી. માશીબાએ એને છાની રાખીને રડવાનું કારણ પૂછ્યું. ત્યારે તે બોલી કે "તમે મને કહયું હતું કે એક પણ ચીજ ખોવી નહિં, પણ આજે સવારે દાતણ કરતી વખતે મારો દાંત પડીને ખોવાઈ ગયો. માશીબા! તેમાં મારો જરાયે વાંક નહોતો. રમુ પણ મારી સાથે જ હતો. સવારથી અમને બે જણને બીક લાગે છે કે આ દાંત મેં ખોઈ નાંખ્યો એટલે તમે મને રાણીના બાગમાં નહિં લઈ જાવ.

"રમુએ મને કહ્યું કે તું હસીશ નહિં એટલે દાંત ખોવાયાની વાત કોઈ જાણશે નહિં. પણ જો રમુ હસે તો મને હસવું આવે જ ને? એટલે મેં કહ્યું કે તું એ ના હસીશ. તેથી હું તો મોઢે રૂમાલ રાખીને ફર્યા કરૂં છું. પણ પેલી બોડી મડમને જોઈને મારાથી હસી પડાયું. માશીબા! મેં દાંત ખોયો તો હવે તમે અમને બાકીનો બાગ નહિં બતાવો? અમને હાથી ઉપર નહિં બેસાડો?"

નિમુની આ વાત સાંભળીને માશીબાને બહુ જ હસવું આવ્યું. તેમણે કહ્યું: “ એ દાંત કાંઈ તેં નથી ખોયો. એ તો તારા આ દુધીયા દાંત બધા જ પડી જશે અને બીજા મજબૂત દાંત આવશે. જુઓ ! છોકરાં બિચારાં કેવાં સાચાં છે ! અમે મોટાંઓ કાંઇક ધમકાવીએ એટલે સમજ્યે કે વગર સમજ્યે તમે આમ હીજરાયા કરો. જાવ, તમે આનંદથી આખા બાગમાં ફરો. હું તમને લઢીશ નહિં. ચાલો તમને હાથી ઉપર બેસાડું. ”

તે દિવસે રમુ અને નિમુએ બહુ જ મઝા કરી. પરંતુ ચીજો ખોવાની તેમની ટેવ પણ તે દિવસથી ગઈ.

# બાળકો સટક્યાં.

મનુ ઘણો જ માંદો થઇ ગયો હતો. બહુ દિવસ દવા કર્યાં પછી તેને સારૂં થયું. પણ દાકતર સાહેબે કહ્યું કે તેને હવાફેર કરવા લઇ જાવ. દવાથી જેટલો ફાયદો નહિં થાય તેટલો હવાથી થશે. કહેવત છે કે "સો વાર દવા અને એક વાર હવા." માટે એને દરીઆકીનારાના કોઈ ગામમાં લઇ જાવ. આ પછી મનુના બાપાજીએ વિચાર કરવા માંડયો કે એને કયે ગામ લઇ જઇયે? મુંબઈ દરિઆ-કીનારે ખરૂં, પણ તેની હવા ચોકખી નહિં. ત્યાં વસ્તી બહુ એટલે ગંદકી પણ બહુ, માટે મુંબઇ તો કામનું નહિં. પછી વિચાર્યું કે સુરત પાસે ડુમસ છે ત્યાં જવાની સગવડ સારી છે, અને બંગલાઓ પણ છે. કોઇયે વળી કહ્યું કે "અજીરા" જાવ. ત્યાં સુરતથી હોડીમાં બેસીને જવાય

છે. પણ મનુના બાપાજીને ત્યાં જવું ઠીક ના લાગ્યું, કારણ કે ત્યાં વસ્તી નહિં.

આ વાતો થતી હતી એટલામાં મનુના મામા મનુને જોવા આવ્યા. એમણે બધી વાત જાણી એટલે કહ્યું કે તમારે કોઇ પણ ઠેકાણે જવાની જરૂર જ નથી. આ વખતે બે મહિનાની રજામાં હવાફેર કરવા માટે મેં તીથલમાં બંગલો રાખ્યો છે, ત્યાં મનુને મારી સાથે મોકલજો. અમે બધાં છીએ એટલે એને ગમશે પણ ખરૂં. વળી તીથલ કોઈ ખાડીને કીનારે નથી, પણ મોટા મહાસાગરને કીનારે છે, એટલે ત્યાંનો દરીઓ વિશાળ અને હવા વધારે ચોકખી. મનુ તો આ વાત સાંભળી બહુ જ આનંદમાં આવી ગયો. એક તો બહારગામ મુસાફરીએ જવાની મઝા, અને બીજું મામાના છોકરા તનુ તથા તેની બેન ધનુની સાથે ત્યાં રમવાની કેવી મઝા પડશે ! એમ વિચાર આવતાં જ તેનાથી તો હસી પડાયું. તેને આનંદમાં આવેલો જોઇને એનાં માબાપને બહુ જ સંતોષ થયો.

થોડા દહાડા પછી મનુ એના મામા સાથે તીથલ જવા નિકળ્યો. અમદાવાદથી બધા રાતની ગાડીએ બેઠા, એટલે રસ્તામાં તો મનુએ કાંઈ જોયું નહિં. બેઠા પછી થોડીવારમાં જ તે ઉંઘી ગયો. સવારે મનુ, તનુ તથા ધનુ બારી પાસે બેઠાં, અને આસપાસનો દેખાવ જોવા લાગ્યાં. પછી વલસાડ સ્ટેશન આવ્યું એટલે બધાં ઉતર્યાં. મનુના મનમાં કે આ તીથલનું સ્ટેશન છે. પાટીયું વાંચીને એ તો બોલી

ઉઠયો, મામા ! મામા ! આપણે ભૂલ કરી છે. આ તો વલસાડ છે. આ સાંભળી બધાં હસી પડયાં. પછી મામાએ એને કહ્યું: “ભાઇ તીથલનું સ્ટેશન નથી, એ તો વલસાડનું એક પરૂં છે. જેમ આપણા અમદાવાદની પાસે શાહીબાગ તથા કાંપ છે તેમ તીથલ એ વલસાડની પાસે છે. અહિંથી આપણે ભાડાના સીગરામમાં બેસીને ત્યાં જઈશું.”

પછી બધા ઘોડાગાડીમાં બેસીને તીથલ ગયાં. એમનો બંગલો દરીઆની પાસે જ હતો. એટલે બેઠાં બેઠાં દરીઓ દેખાય. અને પવન તો કેટલો બધો ! અમદાવાદમાં બહુ જ તાપ લાગતો હતો, અને અહિં તો બસ ફર ફર પવન આવ્યા જ કરે. મનુ તો બહુ જ ખુશ ખુશ થઇ ગયો. તનુ એના કરતાં વરસ દહાડે મોટો હતો, અને ધનુ એનાથી વરસ દિવસે નાની હતી, એટલે એ ત્રણેને રમવાની બહુ જ મઝા પડતી હતી.

સાંજે બધાં દરિઆકિનારે ફરવા ગયાં. કિનારે બધી રેતી હતી તેથી છેક પાણી સુધી જવાતું હતું. બધાં પાણી સુધી જાય અને મોટાં મોજાં આવે એટલે પાછાં દોડી આવે. એમને એમ આનંદમાં કેટલાએક દિવસો ગયા. મનુ હવે તો તદ્દન જ પહેલા જેવો સાજો અને તનદુરસ્ત બની ગયો.

એક દિવસ તનુ, મનુ અને ધનુએ વિચાર કર્યો કે આપણે પાસે આવેલો પારનેરાનો પહાડ તો જોવો જોઇએ. ઘરમાં એમણે તે વાત પૂછવા માંડી પણ કોઈએ દાદ દીધી નહિં. એટલે એ ત્રણે જણાં કહ્યા વગર એમને એમ જ ઘરની

બહાર નિકળી પડયાં. ઘણીયે વાર બપોરે તેઓ આસપાસની વાડીઓમાં રમવા જતાં હતાં, એટલે કોઇએ તેમની દરકાર કરી નહિં. ધનુ તો છોકરી એટલે એણે એક કામ કર્યું હતું. ઘરમાં બપોરે ખાવા માટે ભાખરી તથા શકરપારા કરીને ભંડારીયામાં મૂકયાં હતાં, તે એ જાણતી હતી. તેણે વિચાર કર્યો કે બપોરે અમને બધાંને ભૂખ લાગશે, તે માટે આમાંથી અમારા ભાગનું ખાવાનું સાથે લઇ જવું જોઇએ. એમ વિચારી તેણે ત્રણ ભાખરીઓ અને થોડા શકરપારા એક કાગળમાં બાંધી સાથે લઈ લીધા હતા.

ત્રણમાંથી કોઇએ પારનેરા જોયું નહોતું. રસ્તો તો જાણે જ કયાંથી ? ફકત કઇ તરફ આવ્યું તેટલું માત્ર એ જાણતાં હતાં. એટલે તેઓ તે તરફ ચાલ્યાં. પહેલાં તો એમણે બહુ ચકરાવો લઇને જવાનો રસ્તો હતો તે જ લીધો. એક માઈલ ચાલ્યાં એટલે શેવગી નામે ગામ આવ્યું. ત્યાં ગયાં તેટલામાં તો ધનુને થાક લાગ્યો. પણ કહેવાય કેમ ? વખતે તેને પાછળ મૂકી આ લોકો ચાલી જાય તો ? તેને તરસ પણ લાગી હતી. એ તો કહ્યા વિના છુટકો જ નહોતો. મનુ અને તનુને પણ તરસ લાગી હતી એટલે કોઇએ કોઇને ઠપકો આપ્યો નહિં. એક કુવામાંથી બૈરાં પાણી ભરતાં હતાં ત્યાં તેઓ ગયાં. એક બાઈએ બહુ હેત કરીને આ છોકરાંને પાણી પાયું. એણે ઘડામાંથી રેડયું અને આ લોકોએ બે હાથનો ખોબો વાળીને પીધું. ત્યાં પવાલું કયાંથી લાવે ?

પછી તો છોકરાંને આ બૈરાં પાણી ભરતાં હતાં તે જોવાની બહુ મઝા પડી. માટીના ઘડાથી કુવામાંથી પાણી ભરે તોપણ ઘડો ફુટે નહિં. એમના ઘરમાં તો બીજે ત્રીજે દિવસે ગોળી ફુટતી હતી. ધનુ બોલીઃ “ મોટાભાઇ, અહિંનાં માટલાં બહુ પાકાં આવતાં હશે. જુવોને ભાંગતાંએ નથી. આપણે ઘેર તો બહુ જ કાચાં આવે છે. રોજ રોજ ભાંગી જાય છે. ” આ સાંભળી બધાં બૈરાંને હસવું આવ્યું. અને એક બાઈએ કહ્યું કે, પણે કુંભારવાડો છે. ત્યાંથી એક માટલું લઇ જાવ. આ વિચાર ત્રણે જણુને બહુ જ ગમ્યો.

બધાં કુંભારવાડામાં ગયાં. ત્યાં કુંભાર તેના પયડા ઉપર ઠામ ઘડતો હતો. તે બહુ વાર જોયા કર્યું. કુંભારને આ છોકરાં કાંઈ કાંઈ સવાલ કરે અને તેથી કુંભારને હસવું આવે. પછી ધનુએ કહ્યું, “ કુંભાર ભાઇ, તમારા ગામનાં માટલાં બહુ પાકાં થાય છે. મારે ઘેર તો બહુ માટલાં ફુટે છે, માટે મને એક પાકું માટલું આપશો ? વળી આ છોકરાઓ માટે મેં ખાવાનું તો આણ્યું છે, પણ પાણીની વાત હું ભૂલી ગઇ. જો તમે એક નાની માટલી આપો તો કુવેથી પાણી પણ લઇ લઉં. ”

એના આવા કાલી ભાષામાં બોલ સાંભળી કુંભારને હસવું આવ્યું, અને તેણે એક બહુ જ નાની માટલી અને તેના ઉપર ઢાંકવા બટેરૂં આપ્યું. એ લઇને તેઓ કુવા ઉપર ગયાં. પેલી બાઈએ તેમાં પાણી ભરી આપ્યું. અત્યાર સુધી તેઓએ બહુજ વખત ગુમાવ્યો હતો. પણ તેનું તેમને

ભાન રહ્યું નહોતું. પારનેરા જવાની હોંશમાં ને હોંશમાં તેઓ આગળ ચાલ્યાં. ત્યાં જઇને જ ખાવાનું ખાવું એવો તેમનો વિચાર હતો. બીજો એક માઇલ ચાલ્યાં હશે એટલે ધનુને થાક લાગ્યો. હવે શું કરવું ? થોડે દૂર આંબાવાડીયું હતું, ત્યાં જઈને બધાં બેઠાં. મનુ અને તનુ કહે, અમે થોડા મરવા વીણી લાવીએ. આપણને અથાણા તરિકે ચાલશે. ધનુ તો બેસી રહી. એ લોક ગયા એટલે તે તો આડી થઈને સૂંઇ ગઇ અને તરત ઉંઘી ગઈ. પેલા છોકરાઓ પણ મરવા વીણતા વીણતા રમવા મંડયા અને છેક સાંજ પડી ગઈ ત્યારે જ તેમને ભાન આવ્યું. પછી ધનુની પાસે આવીને તેને જગાડી. હવે એ લોકોને લાગ્યું કે અંધારૂં થઇ જશે. મનમાં બીક લાગી કે રસ્તો નહિં જડે તો ઘેર શી રીતે જઇશું ? ત્રણે જણ ઉઠયાં. ખાવા પીવાનું શેનું સાંભરે ? એમણે ઘેર જવાનો રસ્તો લીધો. થોડે જાય છે એટલામાં ભોં ભોં કરતું મોટરનું ભૂંગળું સાંભળ્યું. બધાં બાજુમાં એક ઝાડ પાછળ ભરાઇ ગયાં. મોટર પૂર જોસમાં ત્યાં આવી. પણ એટલામાં એક ભડકેલી ભેંસ સામેથી મોટર તરફ આવી. હાંકનાર ગભરાયો. ભેંસને બચાવવા ગયો અને ઝાડ સાથે મોટર જોસમાં અથડાઇ. એક પૈડા પાસે ભેંસ આવી. બીજું પઈડું ઝાડ સાથે અથડાયું. બન્ને પઇડાં વળી ગયાં ને ફાનસો તુટી ગયાં. અંદર એક બાઈ ભપકાદાર કપડાંમાં બેઠી હતી અને સાથે એક છોકરો અને એક છોકરી હતાં. આ બધાં ગભરાયલાં નીચે ઉતર્યાં. સારે નસીબે મોટરવાળાને કે તેની સાથે બેઠેલા પટાવાળાને

વાગ્યું નહોતું. પેલાં બાઈએ પટાવાળાને કાંઈ કહ્યું અને તે ત્યાંથી દોડી નિકળ્યો. સાથેનો નાનો છોકરો તો ગભરાટ-થી રડવા માંડયો.

હવે મનુ, તનુ અને ધનુ પેલા ઝાડ પાસેથી આ બધાં હતાં ત્યાં આવ્યાં. આ જગાએ આવાં ત્રણ છોકરાંને જોઈને પેલી બાઈને બહુ નવાઇ લાગી. ધનુ જરા બોલકણી હતી. તે એકદમ પેલા રડતા છોકરા પાસે ગઈ અને બોલી: " તું પણ મારા જેવડો જ છું ત્યારે રડે છે શું કરવા ? જો મને મારી બા ખોળતી હશે. મને થાક લાગ્યો છે, તોપણ હું તો નથી રડતી. " આ સાંભળી પેલી બાઈને હસવું આવ્યું. તેણે છોકરાંની બધી હકીકત પૂછી અને તનુએ તે કહી. પછી તે બાઈ બોલી, " ચાલો મારે પણ તીથલ-જ જવાનું છે. હવે તો અંધારૂં હમણાં જ થશે માટે તમે મારી પાસે જ બેસો. મારો પટાવાળો તીથલ દોડતો ગયો છે તે અડધા કલાકમાં બીજી મોટર લઈ આવશે. તમને હું તમારે ઘેર પહોંચાડીશ. "

પેલો નાનો છોકરો તો હજી રડતોતો જ. તેનું નામ વિજયબા હતું. તે ધરમપૂરના રાજાનો એકનો એક કુંવર હતો. પેલાં બાઇ ધરમપૂરનાં રાણી હતાં. બહુબોલી ધનુએ બધી વાત પુછી હતી. આ છોકરાંએ કોઇ દિવસ રાણી કે કુંવરને જોયાં નહોતાં તેથી તેઓને તો આ બધી વાતમાં બહુ રસ પડયો. પછી ધનુ કહે, " તમે કાંઈ રાણી જેવાં લાગતાં નથી. મેં વાતોની ચોપડીમાં વાંચ્યું છે કે રાણી

તો બહુ જ ઘરેણાં પહેરે, સરસ સાડીઓ પહેરે, અને માથે મુગટ પહેરે, અને આ કુંવરે તો મારા મનુભાઇ જેવો સરલ સુટ જ પહેર્યો છે." રાણીને વળી હસવું આવ્યું અને તેણે કહ્યું, " તું મારે ઘેર આવજે. હું તને બધું બતાવીશ."

ધનુ બોલી ઉઠી, " તમારે તો મહેલ હોય, ઘર નહિં. "

રાણી બોલ્યાં, " હા, હા, તું ધરમપૂર આવજે. હું તને મહેલ પણ બતાવીશ. "

પછી તનુએ કહ્યું, " ધનુ, આપણું ખાવાનું કાઢ. આપણે વિજયભાને આપીએ અને આપણે પણ ખાઇએ." વિજયભા આ સાંભળી રડતો છાનો રહ્યો અને આ છોકરાંની પાસે આવ્યો. એની મોટી બેન નંદકુંવર પણ આ છોકરાં પાસે આવી. પછી તે લોકોએ ભાખરીઓ અને શકરપારા કાઢયા. મનુ તથા તનુએ મરવા કાઢયા. ધનુએ કહ્યું કે, "રાણીજી પણ ખાય. " રાણીએ ના કહી તો પણ એ તો માને જ શાની ! દરેક જણને અડધી અડધી ભાખરી. ત્રણ ત્રણ શકરપારા અને બબે મરવા મળ્યા. રાણીજીએ પણ તે ખાધું અને કહ્યું, " છોકરાંઓ, તમે ના મળ્યાં હોત તો અહીં મારો વખત કેમ જાત ? અને આ વિજયભા મને બહુ પજવત."

ખાઇ રહ્યા પછી હાથ ધોઇને પેલી શેગવીમાંથી લીધેલી માટલીમાંથી બટેરા વતી બધાંયે પાણી પીધું. ખાવાની માફક પાણી પણ વહેંચી લેવું પડયું. દરેકને એક એક બટેરૂં પાણી આવ્યું. થોડી વારમાં પટાવાળો મોટર લઇને

આવ્યો. બધાં તેમાં બેઠાં અને તીથલ તરફ ચાલ્યાં. નંદકુંવર, વિજયબા, મનુ, તનુ અને ધનુ જાણે કેવાંયે જુનાં ઓળખીતાં હોય તેમ વાતે વળગ્યાં. રાણીજીએ મોટર પહેલાં તે લોકોને બંગલે લેવડાવી, અને પટાવાળા સાથે ત્રણે છોકરાંને ઘરમાં મોકલ્યાં. એમને ઘેર તો ક્યારનીએ ખોળાખોળ થઈ ગઇ હતી, અને બધાંને એમ બીક લાગી હતી કે કદાચ દરીયામાં બધાં ડુબી ગયાં હશે. પણ આ લોકોને જોઇ બધાંના જીવમાં જીવ આવ્યો. ધનુના બાપાએ જઇને રાણીજીનો ઉપકાર માન્યો. પણ રાણીજીએ કહ્યું, " ઉપકાર તો અમારે એ છોકરાંનો માનવાનો છે ! બીજે દિવસે રાણીજીએ બધાંને પોતાના બંગલે નોતર્યાં, અને પછી તે ચાલી ગયાં.

આ છોકરાં ધરમપૂર જઈને કેવી મઝા કરે છે તેની વાત તમને કોઈ દિવસ કહીશું.

## માસ્તરને નવડાવ્યા.

અમારી નિશાળની સાથે છોકરાઓને રહેવાની બૉર્ડીંગ પણ હતી. આનાં બે મકાન હતાં. એકમાં પહેલા ત્રણ ધોરણના છોકરાઓ રહેતા હતા, અને બીજામાં ચોથા ધોરણની ઉપરના રહેતા હતા. વચમાં બંગલો હતો. તેમાં માસ્તરો રહેતા હતા.

કાંતુ ત્રીજા ધોરણમાં હતો. પણ તે જબરો મશ્કરો હતો. ઘણીયે વાર તોફાનને લીધે તે સપડાઈ જતો હતો. પણ તેમાંથી તેને બચી જતાં બહુ સરસ રીતે આવડતું હતું. શાંતિ પણ ત્રીજા ધોરણમાં જ હતો. પણ તે બિચારો નામ પ્રમાણે બહુ જ શાંત હતો. બીજા છોકરાઓ એની બહુ મશ્કરીઓ કરતા હતા; પણ બિચારો બધું જ મુંગે મોંઢે સહન કરતો, અને કોઇવાર કોઈના ઠોંસા પણ ખાઈ

લેતો હતો. એનો ભાઇ શંકર એના કરતાં જુદીજ પ્રકૃતિનો હતો. એ જબરો કસરતબાજ હતો. એને કોઇ છેડી શકતું પણ નહોતું.

ત્રીજા ધોરણના છોકરાઓને બહુ હોંશ હતી કે ઉપલા વર્ગોના છોકરાઓ તેમની સાથે એક ક્રીકેટ મેચ લે. પરંતુ આ વાત નિકળતાં જ મોટા છોકરાઓ હસી કાઢતા, અને રમવાની ઘસીને ના પાડતા હતા. આથી નાના છોકરાઓને બહુ ખોટું લાગ્યું હતું. આજે તેમણે ફરીથી મેચનું કહેણ મોકલવાનો વિચાર કર્યો. એ કામ કાંતુને સોંપ્યું.

હીંમતલાલ છઠ્ઠા ધોરણમાં હતો. તે નાના છોકરાઓ ઉપર બહુ રોફ મારતો હતો, અને તેથી તેમનામાં તે બહુજ અળખામણો હતો. વળી એને વિષે નિશાળમાં પણ સારૂં કહેવાતું નહોતું. આ હીંમતલાલના હાથમાં મેચો ગોઠવવાનું હતું, તેથી કાંતુ એની ઓરડીમાં ચાલ્યો. માસ્તરોના બંગલા પાસે થઇને તે જતો હતો તેવામાં મહેતા માસ્તરે બુમ પાડીને કહ્યું: " કાંતુ, તું મોટા છોકરાઓ તરફ જતો હોય તો હીંમતલાલને જરા હમણાં જ મારી પાસે મોકલી આપજે. "

" સારૂં સાહેબ " કહીને કાંતુ ચાલ્યો.

હીંમતલાલની ઓરડીમાં ગયો તો તેણે ત્યાં શાંતિને જોયો. " હલ્લો ! શાંતિ ! તું અહિં ક્યાંથી ? " એમ બોલી તેણે હીંમતલાલને સાહેબજી કરી.

શાંતિ બોલે તે પહેલાં તો હીંમત બોલી ઉઠયોઃ "કાંતુ, તું શા કામે આવ્યો છું તે મને ખબર પડી છે. તારી વાત હું જરાયે સાંભળવા માંગતો નથી. તું અહિંથી ચાલ્યો જા."

"અરે અકકલના ઓથમીર! મારી વાત તો સાંભળ. તું નારદમુની નથી, કે કાંઈ પવન નથી, કે તું મારા પેટની વાત જાણી જાય. તું તો જાડો છું—શરીરમાં ને અક્કલમાં. પણ જો હું તો કહેવા આવ્યો છું કે મ........"

આટલું કાંતુ બોલ્યો એટલામાં તો હીંમતનો મિજાજ ગયો, અને પગમાંથી એકદમ તેણે બૂટ કાઢીને કાંતુ તરફ જોરથી ફેંકયું. કાંતુએ સફાઈથી તે ઝીલી લીધું અને તરત જ એવડા જોરથી વળતું ફેંક્યું. પણ હીંમત તે ઝીલવા તૈયાર હતો. તેણે તે ઝીલીને વળી ફરીથી પાછું માર્યું. કાંતુ ખસી ગયો, અને બૂટ જોરથી ભીંતે ટાંગેલી છબીને અથડાયું. છબી હીંમતના ઘરની હતી. તે ચુરેચુરા થઇને નીચે પડી.

કાંતુ બોલ્યો: "અલ્યા ઠીક છે કે તારા ઘરનાં બધાં હમણાં હવાફેર કરવા બહારગામ ગયાં છે, નહિં તો આ તારૂં ઘર ભાંગ્યું તેની નીચે તે બધાં ચગદાઈ ગયાં હોત!"

હવે હીંમત ખરેખરો ચીઢાયો. તે ખુણામાં બેઠો હતો ત્યાંથી ઉઠવાનો પ્રયત્ન કરતો હતો. એટલામાં કાંતુ ચેતી ગયો. એક નળ ખુલ્લો હતો અને નીચે મુકેલી બાલદી ભરાતી હતી. તે નળ ઉપર હાથ મુકી કાંતુએ પાણીનો ફુવારો હીંમતના મોં ઉપર ઉરાડયો, અને પછી એકદમ નાઠો. હીંમત જરા મોં લુછવા રહ્યો, અને પછી હાથમાં બેટ લઈને કાંતુને મારવા તેની પાછળ પડયો.

શાંતિ તો આ બધો વખત બેસી જ રહ્યો હતો. હીંમત ગયો અને થોડીકજ વારમાં કાંતુ પાછો એ ઓરડામાં આવ્યો. શાંતિ તો અજબ જ થઈ ગયો. આવતાં જ તે બોલ્યોઃ "અરે શાંતિ, દોસ્ત આ લાકડી લે ને જોડેના ઓરડામાં ખૂણામાં તે પાછી મૂકી આવ. હું મારા બચાવ માટે તે લાવ્યો હતો. હું તો જોડેની જ ઓરડીમાં હતો." શાંતિ તે લાકડી લઇને ગયો, એટલામાં પાણીની નાની સરખી માટલી કાંતુની નજરે પડી, અને નીચે દોડતાં પગલાં સંભળાયાં. કાંતુએ જાણ્યું કે હીંમત હમણાં મને પકડવા નીચે દોડયો છે અને હું મારી ઓરડી તરફ જ દોડી ગયો હઇશ, એમ ધારીને તે હમણાં આ મકાનની બહાર નીકળશે. આટલું તેના મગજમાં આવતાં જ તેણે માટલી એકદમ બારીમાંથી ઉંધી વાળી. "ઓહ! ઓહ!" "કોણ છે?" એવા બે અવાજ એકદમ સંભળાયા. તેમાંનો એક મહેતા માસ્તરનો હતો.

આ બધું એક પલકારામાં બન્યું. શાંતિ હજી પાછો પણ નહોતો આવ્યો. કાંતુ તો એકદમ ખાટલા નીચે ઉંડા એક ખુણામાં ભરાઈ ગયો. તરત જ શાંતિ આવ્યો. એ પાણીની કાંઈ વાત જાણતો નહતો. ખાલી માટલી નીચે જમીન ઉપર પડી હતી, અને કાંતુ ગેપ થઇ ગયો હતો. એ કયાં ગયો હશે, એમ શાંતિ વિચારતો હતો એટલામાં હીંમત અને મહેતા માસ્તર બે જણા ત્યાં આવ્યા.

"મૂર્ખ ! આ શું કર્યું ?" એમ બોલી મહેતા માસ્તરે પોતાનાં લુગડાં બતાવ્યાં.

શાંતિ ફાટે ડોળે તે જોઈ રહ્યો, અને ધીમેથી બોલ્યો, “ સાહેબ ! તમે શું કહો છો તે સમજાતું નથી. ”

“ અરે પેલો કાંતુ ક્યાં ગયો ? આ તેનાંજ કારસ્તાન છે. ” હીંમત બોલ્યો.

હવે શાંતિથી બધું સમજાયું. નિર્બળ ગણાતા શાંતિએ કાંતુને બચાવવા નિશ્ચય કર્યો.

“ હીંમત ! તું જાણે છે સ્તો. તેં બૂટ માર્યા પછી કાંતુ તો ઓરડીની બહાર ગયો, અને તું તેની પાછળ પડયો. પછી કાંતુ અહિં ક્યાંથી હોય ? ”

આ સાંભળી, ખાટલા નીચેથી કાંતુ તો અજાયબ થઈ ગયો અને મનમાં જ શાંતિને શાબાશી આપી.

“ સાહેબ, ” હીંમત બોલ્યો, “ હું કાંતુને પકડવાને અહિંથી નિકળીને નીચે આવ્યો, અને બારણામાં તમને અથડાઈ પડયો. પણ કાંતુ કાંઇ દેખાયો નહિં. ”

“ કદાચ તે ઉપર દોડી ગયો હશે. ચાલો આપણે ઉપર તપાસ કરીયે. ” મહેતા માસ્તર બોલ્યા.

એમ કહી તે ઓરડીમાંથી નિકળ્યા. તરત જ કાંતુ ખાટલા નીચેથી બહાર આવ્યો. તેણે નળ નીચેથી બાલદી-માંથી માટલી ભરી લીધી અને તેની જગાયે મૂકી. શાંતિને શાબાશી આપી, અને કહ્યું કે એ લોકોને તેં ઠીક બનાવ્યા. હજી પણ એમ ચલાવ્યા જ કરજે. આટલું કહી એ ઓરડીની બહાર ચાલી ગયો.

થોડીવાર પછી હીંમત અને મહેતા માસ્તર પાછા ત્યાં આવ્યા. મહેતા માસ્તરે કહ્યું :

" શાંતિ ! તું કહે છે કે કાંતુ અહિંથી ચાલી ગયો હતો. એટલે આ ઓરડીમાં તો તું એકલો જ રહ્યો. તેથી પાણી તેં જ નાંખ્યું હશે."

" ના સાહેબ, હું તમને ખાત્રીથી કહું છું કે મેં પાણી નાંખ્યું નથી. "

" હું માનું છું કે તારો વિચાર મારા ઉપર પાણી નાંખવાનો નહોતો જ. તમે છોકરાઓ તોફાન કરતા હશો. પણ પાણી મારા ઉપર પડયું એટલે મારે તેની સજા કરવી જ જોઈયે. "

" શાંતિ ! " હીંમત બોલ્યો, " તું ખરી વાત માની લે. મને લાગે છે કે તેં કાંઈક અજાણતાં જ આ કામ કર્યું હશે, અથવા પેલા કાંતુની શીખવણીથી કર્યું હશે. જો તું માની લઈશ તો મહેતો માસ્તર તને થોડી જ સજા કરશે."

" પણ હીંમત, તું કાંતુનું નામ શામાટે અંદર લાવે છે ? એ તો તારી પહેલાં બહાર ગયો હતો અને મેં પાણી નાંખ્યું નથી એટલે કેમ કરીને માની જાઉં ? એ તો જુઠું બોલ્યો કહેવાઉં." શાંતિને આમ બોલતો જોઇને હીંમતને પણ નવાઈ લાગી. વાત આટલે આવી એટલામાં કાંતુ તથા નિશાળનો મૂખ્ય મોનીટર રમેશ બે જણા સાથે ત્યાં આવ્યા.

"અરે હીંમત," રમેશ બોલતો બોલતો ઓરડીમાં પેઠો: "આ કાંતુ ફરીયાદ કરે છે કે મહેતા માસ્તરે મોકલેલા

સંદેશો તું સાંભળતો નથી અને ઉલટો એને મારીને તારી ઓરડીમાંથી કાઢી મૂકે છે..........."

આટલું બોલતામાં તો તેણે મહેતા માસ્તરને ત્યાં જ ઉભેલા જોયા એટલે તે અટકી ગયો અને બોલ્યો :

" ઓહો સાહેબ! તમે જ અહિં છોને!" પછી તેણે એમનાં ભીનાં લૂગડાં તરફ નજર ફેરવી, પણ કાંઈ બોલ્યો નહિ.

" હિંમત, હું આ ધમાધમમાં મુદ્દાની વાત તો ભૂલી જ ગયો. તેં કાંતુનો સંદેશો નથી સાંભળ્યો? મેં કાંતુને કહ્યું કે હીંમતને મોકલ, પણ તું ના આવ્યો એટલે હું જાતે જ આવ્યો........'

" પણ સાહેબ, મને શી ખબર કે કાંતુ તમારો સંદેશો કહેવા આવ્યો છે."

" અરે પણ તું મને બોલવા દે ત્યારે ને?" કાંતુ બોલ્યો: " જ્યારે તેં મારી સાથે મારામારી કરવા માંડી ત્યારે હું રમેશ પાસે ગયો, અને તેને હકીકત કહી. અમે બે જણ તે સંદેશો તને કહેવા હમણાં જ આવ્યા."

" હીંમત, તું ખરેખરો મૂર્ખ છે." મહેતા માસ્તર ઘડીયાળમાં જોઈને બોલ્યા :

" પણ એમાં તને જ નુકશાન થયું છે. તારા કાકાનો કાગળ મને હમણાં જ મળ્યો. તેમાં લખ્યું હતું કે તેઓ જાત્રાએ જાય છે, અને આપણા સ્ટેશન ઉપર થઈને અત્યારે પસાર થવાના છે. હવે ટ્રેન ઉપડવાને પાંચ મિનિટ છે, એટલે તારાથી મળી શકાશે નહિં. અને કાંતુ! તને મારી

કાઢયા પછી પણ તું રમેશને લઇને સંદેશો કહેવા આવ્યો, તે માટે હું તને વખાણું છું. ”

આ સાંભળીને હીંમત નરમ પડી ગયો. એક તો મહેતા માસ્તરનો ઠપકો સાંભળ્યો, અને બીજું કાકાને મળાયું નહિં. મળવાનું તો ઠીક પણ જ્યારે કાકા જાત્રાએ જાય ત્યારે હીંમતના હાથમાં બે રૂપિયા મૂકયા વગર ના રહે. આ રૂપિયા ગયા તેનું તેને બહુ લાગ્યું. એટલામાં વળી માસ્તરને પોતાનાં ભીનાં લૂગડાં યાદ આવ્યાં, અને શાંતિ તરફ વળીને તે કહેવા લાગ્યા :

“ શાંતિ, હજી પણ તેં આ પાણી સંબંધી પુરતો ખુલાસો આપ્યો નથી, માટે હું તો તને સજા કરીશ. ”

કાંતુ બોલી ઉઠયો, “ સાહેબ ! શું છે ? ”

મહેતા માસ્તરે કહ્યું કે, “ મારી ઉપર ઉપરથી પાણી પડયું, અને આ શાંતિ એકલોજ આ ઓરડીમાં હતો, એટલે તે એણે જ નાંખ્યું હોવું જોઇએ. ”

“ પણ સાહેબ, શાંતિ હંમેશાં સાચું જ બોલે છે, એ તો સૌ જાણે છે. જો એ કબૂલ ના કરતો હોય તો એણે તે નહિં જ નાંખ્યું હોય. હીંમતને હું તમારો સંદેશો કહેવા આવ્યો, તે વખતે શાંતિ અહિં બેઠેલો હતો. અને હીંમતે મને બૂટ માર્યું, તથા મારી પાછળ બેટ લઇને દોડયો, તોપણ શાંતિ વચમાં કાંઇ બોલ્યો નહોતો. એ તો...”

આટલું સાંભળતાં જ મહેતા માસ્તર હીંમત ઉપર ઉકળ્યા અને કહ્યું:

" હીંમત, તું જ આ બધાનું મૂળ છે. જો તેં કાંતુનો સંદેશો સાંભળ્યો હોત, તો મારે અહિં આવવું પડત નહિં, અને મારા ઉપર પાણી પડત નહિં. શાંતિ કહે છે કે એણે પાણી નથી નાંખ્યું. માટે તારે જ આ બાબતનો ખુલાસો આપવો પડશે. હું તનેજ જોખમદાર ગણું છું." આટલું બોલી તે ગુસ્સામાં ને ગુસ્સામાં ચાલ્યા ગયા.

બધાયે મહેતા માસ્તરનું માયાળુ દીલ જાણતા હતા. અને હવે આ વાત આટલેથી અટકી એમ સૌની ખાત્રી થઈ.

કાંતુએ નીચા વળીને હીંમતને સલામ કરી અને પછી શાંતિને ખભે હાથ મુકી, રોફમાં પોતાની ઓરડી તરફ ચાલ્યો.

આજે શાંતિનો હરખ માતો નહોતો. ટીખળી કાંતુને એણે બચાવી લીધો હતો, અને તે હવે તેનો મિત્ર બન્યો હતો. કાંતુએ પણ શાંતિની હીંમતનાં ખૂબ વખાણ કર્યાં.

# બાળ શીકારી.

સુરેશ અને જયેંદ્ર બે જણા નાનપણથીજ ભાઈબંધ હતા. તે પહેલાં શેરીમાં સાથે રમતા હતા. પછી નિશાળે સાથે બેઠા. હાઇસ્કુલમાં પણ સાથે જ ભણ્યા. ત્યાં બૉયસ્કાઉટમાં દાખલ થયા. એક જ ટુકડીમાં બંને રહેતા અને જાત જાતની રમતો રમતા. નવાં નવાં સાહસો ખેડતા અને બહુ જ મઝા કરતા.

જયેંદ્ર જરા વધારે સાહસિક હતો. એને ઘેર બધાં તેને અડબંગ કહેતા હતા. એને કશાની બીક તો લાગતી જ નહોતી. અંધારી રાત્રે દીવા વગર જંગલમાં જવું હોય તો તેને કાંઇ જ વિચાર ના આવે. સુરેશ પણ બહાદુર હતો, પણ એનામાં સાહસ નહોતું. છતાંયે બે જણ સાથે હોય ત્યારે તેઓ કાંઈ નવું નવું કરતા હતા.

કૉલેજમાં ગયા ત્યારે તેમને બંદુક શીખવાનું મન થયું. બૉયસ્કાઉટમાં તો લાઠીના દાવ શીખ્યા હતા, પણ બંદુક તેમણે જોઇ જ નહોતી. બંને જણે ખટપટ કરી અને યુનિવરસીટીની લશ્કરી ટુકડીમાં તેઓ દાખલ થયા. આ ટુકડીમાં બંદુક શીખવાનું તો મળ્યું; પણ હુકમ પાળવાનું બહુ જ કપરૂં હતું. બૉયસ્કાઉટમાં તો બધું રમત જેવું હતું, અને અહિં તો તાલીમ અને હુકમ. કડકડતી ઠંડીમાં દેવલાલીમાં ટુકડી ગઈ હતી. ત્યાં ચાર માઇલ ચાલીને પરેડ કરવા અધમણની બંદુક ઉપાડીને જવાનું. તાકતાં શીખવાનું અને પોતાનો સામાન સાફ કરવાનો. બુટ પણ હાથે પૉલીશ કરવાનાં અને હથિયાર ચકચકાટ રાખવાનાં. જરાયે કસુર પડે તો સખ્ત શિક્ષા થાય. રાત્રે ચોકી કરવાનો વારો પણ આવે. આ બધી હાડમારી હતી છતાંયે બે જણને બંદુક શીખવાનો શોખ એટલો બધો હતો કે તેમને આ બધું કાંઇ જ લાગ્યું નહિં. રાત્રે ચોકી કરવાની આવે ત્યારે સુરેશભાઇ જરા ગભરાય, અને જયેંદ્રભાઇની ચીજો બરોબર સાફ ના હોય. પણ જયેંદ્ર અને સુરેશ બંને સાથે જ રાતની ચોકી કરતા હતા. એવડું કામ કરવાનો તેમને વાંધો નહોતો, અને બંદુક પૉલીશ અને બુટ પૉલીશ પણ તેઓ રાત્રે જ ચોકી વખતે કરી લેતા હતા. બંને જણની જોડીદારીની વાત મશહુર થઈ ગઇ હતી. પણ બંદુક ફોડવામાં અને નીશાન તાકવામાં તેઓ ઘણા જ પાવરધા થઇ ગયા હતા. નીશાન તાકવાને માટે તો અરગનથી તેમણે એટલો બધો સરસ અભ્યાસ પાડયો હતો કે ઉડતું પક્ષી પણ તેઓ નીચે પાડી શકતા હતા.

૨

પ્રિવિયસની પરીક્ષા થઇ ગઇ. યુનિવરસીટીની ટુકડીને હજી બોલાવવાની વાર હતી, અને મિત્રોને કાંઈ જ કામ નહોતું. બે જણે માથેરાન જવાનો વિચાર કર્યો. પણ ખર્ચનું શું કરવું ? હોટલમાં જાય તો રોજના બે જણના પાંચ રૂપીયા થાય. વળી ખીસાખર્ચના રૂપીયામાંથી તો જયેંદ્રે એક રાઈફલ લીધી હતી, એટલે તેમાંથી કાંઇ લાંબો વધારો નહતો, અને માથેરાન તો જવું જ હતું. બહુ વિચાર કરીને આ બે જણે એક યુક્તિ કરી. નેરળ સુધી થર્ડ ક્લાસમાં જવું. પછી સાત માઈલનો ડુંગર પગે જ ચઢવો એટલે જવા આવવાનું ખર્ચ ઓછું થાય. બૉયસ્કાઉટ વખતે રસોઇ કરતાં શીખ્યા હતા, તેનો પણ ઉપયોગ કરવાનું નક્કી કર્યું. એક તપેલી, પાણીનું વાસણ અને એક થાળી લઇને એ તો ઉપડયા. લુગડાં લશ્કરી પહેર્યાં હતાં. સવારની ગાડીમાં ઘેરથી નીકળ્યા, અને બપોરે એક વાગે માથેરાન પહોંચ્યા. પ્રથમ તો સ્ટેશન પાસે હિંદુ હોટલ હતી ત્યાં ગયા. હોટલવાળાને કહ્યું કે અમારે તો હમણાં એક જ ટંક ખાવું છે, પછી તો અમે ચાલી જવાના છીયે. ત્યાં માથાદીઠ રૂપીયો આપીને જમ્યા તથા ન્હાઇ પણ લીધું. બપોરના એમણે આખી ટેકરીની તપાસ લેવા માંડી. દાળચોખા ને મશાલો બજારમાંથી લઇ લીધો. પછી તપાસ કરતાં જરા દૂર મહાદેવનું એક દહેરૂં જોયું. બંને જણા અંદર ગયા. સામાન મુકયો. ટોપસા ઉતારીને શીવજીના ભકત બન્યા. મોટે અવાજે

બે જણાયે મહીમ્નના થોડા શ્લોક ગાયા, અને બે બે પૈસા ઘણો અવાજ કરીને દહેરામાં નાંખ્યા. એટલે પુજારી પોતાની કોટડીમાંથી બહાર આવ્યો. તેને પણ નમસ્કાર કરીને મરાઠીમાં તેમણે વાતો શરૂ કરી. થોડી વારમાં તેમણે નક્કી કર્યું કે મહાદેવની પડાળીમાં તેઓ પડી રહેશે અને વાડીમાં રાંધી લેશે. એમને બીજું કાંઈ જોઈતું નહોતું. સંધ્યાકાળે તેમણે ખીચડી ઓરી. ત્રણ પથરાનો ચુલો અને જંગલમાંથી વીણેલી કાઠી. ખીચડી ને મીઠું. આવા શાહુકારના છોકરાઓને આ પ્રમાણે રાંધતા જોઇને મહારાજને પણ નવાઇ લાગી. તેમણે ઘરમાંથી થોડી છાશ ને અથાણું આપ્યાં.

બીજે દિવસે તો તેઓએ એક તવી આણી. થોડો આટો પણ આણ્યો અને બટાટા આણ્યા. ભાખરી, ઢીલું શાક અને ભાત કરી ખાધા. બે વખત જમવાનું એમને એક રૂપીયો ખર્ચ આવ્યું. સવારના પહોરમાં જ મહાદેવજીની રૂદ્રી કરાવીને ચાર આના દક્ષણા આપી હતી એટલે પુજારી ખુશ થયા હતા. તેમણે રોજ રૂદ્રી કરવાનું પુજારીને કહી દીધું હતું.

આખો દિવસ રખડી રખડીને માથેરાન આખું જોયું. પછી તેમણે આજુબાજુ ફરવાનો વિચાર કર્યો. રામબાગ ગયા અને રસ્તામાં પહાડી લોકોનું ગામડું આવ્યું. ત્યાં તેમણે તો એ લોકો–ઠાકુર લોકો–સાથે વાતો કરવા માંડી. ત્યાં કોઈ કોઈવાર વાઘ આવે છે એમ લોકોએ કહ્યું. એટલે જયેંદ્રભાઇનો ગુસ્સો ઉછળયો. બસ આપણે વાઘનો શિકાર કરીયે. સુરેશભાઇ ગભરાયા. કોઈ દિવસ એણે શીકાર જોયેલો

પણ નહિં. વળી તે રાત્રે જ થાય, અને આખી રાત ઝાડ ઉપર બેસી રહેવું પડે. એણે જયેંદ્રને બહુ વાર્યો. પણ જયેંદ્રના મગજમાં જે વાત ભરાય તે કાંઈ નિકળે નહિં. તે રાત્રે તેણે તો એ ગામડામાં જ રહેવાનું ઠરાવ્યું.

૩

જયેંદ્રે ઠાકુર લોકો પાસેથી વાઘની હકીકત જાણી લીધી. પાણીનું એક ઝરણુ હતું ત્યાં રાત્રે વાઘ ઘણીવાર આવતો હતો, અને કોઈકવાર ભુખ્યો હોય ત્યારે ગામનાં ઢોર ઉપર તરાપ મારતો હતો. પણ આવું તો ભાગ્યે જ બનતું હતું. જયેંદ્રે અને સુરેશે ઝરણુવાળી જગા જોઇ. તેથી જરા દૂર એક ખુલ્લું ચોગાન હતું, અને ચોગાનને છેડે ઉંચાં ઝાડ હતાં. ઠાકુર લોકો સાથે વાત કરીને તેમણે એમ ઠરાવ્યું કે, ચોગાનની વચમાં ખીલડો ઠોકીને ત્યાં એક બકરૂં બાંધવું, અને તે બે જણે ઝાડ ઉપર માંચડો બાંધીને રાત્રે ત્યાં બેસી રહેવું. બકરૂં બેં બેં કર્યા કરશે. વાઘ પાણી પીવા આવશે એટલે બકરાના અવાજથી અથવા તો તેની વાસથી એ ચોગાનમાં આવશે. આ વખતે તેઓ વાઘનો શીકાર કરી શકશે.

ગામમાંથી પૈસા આપીને તેમણે એક બકરૂં લીધું. વાઘનો ત્રાસ ઓછો થશે અને બક્ષીસ મળશે, એ આશાથી ગામ લોકો તેમને મદદ કરવા માંડયાં. તેમણે માંચડો તૈયાર કરી આપ્યો, અને દૂધ વેચાતું આણી આપ્યું. અંધારૂં થતાં

એ ખીલડો ઠોકી આવ્યો. લોકો ચાલી ગયા. અંતે જયેંદ્ર તથા સુરેશ ઝાડ ઉપર ચઢયા.

સુરેશ તો કહેતો હતો કે આ બધી મૂર્ખાઇ જ છે. પણ જયેંદ્ર બહુ જ ઉત્સાહમાં હતો, અને તેણે કહ્યું કે જ્યારે વાઘ બકરા પાસે આવશે ત્યારે હું મારી રાઈફલની ગોળીથી એને મારીશ. જો કદાચ વાઘ ઝાડ પાસે આવે તો તું તારી પીસ્તોલથી એને મારજે. આમને આમ એમણે ઘણી વાતો કરી અને બકરૂં તો બીચારૂં બેં બેં કર્યા જ કરતું હતું. રાતનો અંધકાર વધતો હતો. સુરેશને એટલામાં ઝોકું આવ્યું. ઉંઘમાં એને લાગ્યું કે વાઘ આવ્યો. બકરૂં બેં બેં કરે છે તેની તરફ તો વાઘ ગયો જ નહિં. વાઘને તો માણસની વાસ આવી હતી. એ તો ઝાડ પાસે આવ્યો અને તેણે એકદમ ફલંગ મારી. સુરેશે ચીસ પાડી. જયેંદ્રે એકદમ એનો હાથ ઝાલ્યો અને પુછયું કે શું થયું ? સુરેશે આંખો ચોળવા માંડી, અને પુછયું કે વાઘ નથી આવ્યો ? જયેંદ્ર હસી પડયો, અને બોલ્યો કે જો આવ્યો હોત તો પણ તારી ચીસથી નાશી જાત ! હવે જ સુરેશને ખબર પડી કે આ તો ઝોકુ આવી ગયું હતું તેટલામાં સ્વપ્ન આવ્યું હતું. જયેંદ્ર ઘણો જ ચીઢાઇ ગયો હતો. પણ એટલામાં ઝાડમાં કંઇ ખડખડાટ થયો. બન્ને જણા સાવધાન થઇ ગયા. જયેંદ્રે રાઇફલ હાથમાં મજબુત પકડી. ચંદ્ર અસ્ત થવાની તૈયારીમાં હતો. ઝાડના પડછાયા લાંબા પડતા હતા એટલે બરોબર જોઇ શકાતું ન હોતું. એટલામાં એક આકાર પાણી તરફની ઝાડીમાંથી નીકળ્યો. બકરૂં બહુ જ બેં બેં કરવા

માંડયું. જયેંદ્રે ફડાક લઇને ગોળી છોડી. પેલો આકાર પાછો ઝાડીમાં ઘસડાતો ભરાઈ ગયો. તે બરોબર દેખાયો નહિં.

જયેંદ્ર અને સુરેશ બંને સાવધાન હતા. ગોળી તો બરોબર લાગી, પણ જાનવર મરી ગયું નહિં. કદાચ થોડે જઇને પડી ગયું હશે અને ત્યાં મરી ગયું હશે. વાઘ જો મરી ના ગયો હોય તો જરૂર વેર લેવા આવે. અડધો કલાક સુધી કોઈ જ આવ્યું નહિં એટલે તેમને લાગ્યું કે વાઘ ત્યાં ઝાડી પાસે જ મરેલો પડયો હશે. અત્યારે તેમને યાદ આવ્યું કે જો પાસે મશાલ હોત તો ઉતરીને જોઈ શકાત. પરંતુ અંધારામાં ઉતરવું જરાયે સલામત ન હોતું. હવે તો વહાણું વાતાં સુધી બેશી રહેવા શિવાય છુટકો જ ન હોતો.

એક જ ગોળી, પહેલે સપાટે જ, બરોબર લાગી તેથી જયેંદ્રનો ઉત્સાહ માતો ન હોતો. થોડીવારે એ તો ગુસપુસ એ જ વાત કરતો હતો. એમ કરતાં કરતાં હવા ફરવા માંડી. પવન શીતળ થયો, પક્ષીઓનો અવાજ આ-વવા લાગ્યો અને પ્હો ફાટયો, અને આખી રાતનો ઉજાગરો હતો તોપણ આ બે જણને પણ તાજગી લાગી. હવે તેઓ ત્યાંથી ઉતરવાનો વિચાર કરતા હતા. એટલામાં તો ત્રણ ચાર જણનાં પગલાં સંભળાયાં. અને જેની પાસેથી બકરૂં લીધું હતું તે અને જેમણે માંચડો બાંધી આપ્યો હતો તે ઠાકુરો ત્યાં આવી પહોંચ્યા. સુરેશ અને જયેંદ્ર પણ નીચે ઉતર્યા. પેલો ઠાકુર કહે કે સાહેબ, તમે મારો કુતરો મારી નાંખ્યો ! આ બકરૂં એની રખવાળી નીચે હતું.

તે તમે લીધું અને પછી તેનો બેં બેં અવાજ એણે સાંભળ્યો હશે તેથી તે રાત્રે આ તરફ આવી પહોંચ્યો. બીકનો માર્યો એ ભસ્યો નહિં, અને તમે એને ગોળી મારી. છેક મારા ઝુંપડા પાસે આવીને તે મરી ગયો. સાહેબ! મારો રતન જેવો કુતરો ગયો.

જયેંદ્ર તો હવે તદન ખશીઆણો બની ગયો. રાત્રે પોતે કુતરાનો શીકાર કર્યો તેથી તેને બહુ જ ઓછું આવ્યું અને લાગ્યું કે સુરેશ વળી પાછો તેની મશ્કરી કરશે! એણે પેલા ઠાકુરને કહ્યું કે લે આ તારૂં બકરૂં. તને હું પાછું બક્ષીસ આપી દઉં છું. એમ કહીને એણે સુરેશને કહ્યું કે ચાલો આપણે માથેરાન જતા રહીયે.

તરત જ કુચ કરતા તેઓ માથેરાન તરફ ચાલ્યા, અને મંદિરે આવી મહારાજને મળ્યા. મહારાજે પુછતાં તેમણે કહ્યું કે અમે તો વાઘનો શીકાર કરવા રોકાયા હતા. આખી રાત માચડા ઉપર રહ્યા પણ વાઘ આવ્યો જ નહિં. આ વાત તો બધી ખરી હતી. ફક્ત કુતરાવાળી વાત તેમણે મહારાજને કહી નહિં. મહારાજે એ કાંઇ પુછી પણ નહોતી.

૪

રામબાગના ઠાકુરોને લીધે માથેરાનમાં એમ તો ખબર પડી ગઈ કે મહાદેવમાં રહે છે તે બે છોકરા શીકારી છે. વળી મહાદેવના પૂજારી પણ બજારમાં બડાશો મારતા હતા

કે આ૫ણા બે મહેમાનો જબરા શીકારી છે. સુરેશ અને જયેંદ્ર પોતાની રાઈફલ લઈને જ ફરતા હતા, અને તેમનાં કપડાં પણ લશ્કરીઓ જેવાં હતાં. માથેરાનના બજારમાં તો આ બે જણનું નામ બાળ શકારી જ પડયું હતું.

હમણાં હમણાં માથેરાનમાં વાદળાં બહુ રહેતાં હતાં. એપ્રીલ માસમાં વાદળાં સાધારણ રીતે હોય નહિં, છતાં પણ કોઈ કોઈ વાર તો ભરબપોરે ઘનઘોર થતું હતું. આ કારણ-થી હોય કે કોણ જાણે કેમ, એક વાઘ આ ટેકરી ઉપર બપોરે પણ દેખાતો હતો. એક બે માણસોએ તેને એકાંત બંગલાઓ પાસે બપોરના જોયો પણ હતો.

એક દિવસ પ્હો ફાટતાં જ મહાદેવના દેરા પાસે ત્રણ ચાર ઠાકુરો આવ્યા. બાળ શીકારી તો હજી ઉઠયા પણ નહોતા. તેઓ આ લોકોના અવાજથી જાગી ગયા. આ ઠાકુરો રામબાગના જ હતા. તેમણે કહ્યું કે તેમના ઝુંપડાની બહાર ગાય બાંધી હતી તેને વાઘે ઘસડી, અને લગભગ અડધો માઈલ સુધી તેને તે ઘસડી ગયો. વાઘ મોટો હોવો જોઈએ, નહિં તો ગાયને આમ ઘસડી ના જાય. વહાણું વાતાં તે ગાયને છોડીને ચાલ્યો ગયો છે. પરંતુ બપોરે કદાચ તે પોતાનો શીકાર લેવા પાછો આવશે. માટે તમે ચાલો અને વાઘને મારી નાંખો. જો અમારા ગામમાં એ પેંધશે તો બહુ નુકશાન કરશે.

સુરેશભાઈ તો જરા તડકયા, પણ જયેંદ્રની આંખમાં કાંઈ નવીનજ તેજ ઝળકયું. એણે કહ્યું, “ચાલો અમે તૈયાર

છીએ." આજે એને ન્હાવાનો વિચાર ના આવ્યો, ભૂખનો વિચાર ના આવ્યો, એને તો કેવળ શીકારના જ વિચાર આવ્યા. સુરેશથી ના તો શી રીતે કહેવાય ! પણ જતાં જતાં એણે ત્રણ ચાર પાંઉ અને મસકો સાથે લઈ લીધાં. કદાચ જયેંદ્ર તો રાત્રે પણ ત્યાંજ પડી રહે ! પાણી રાખવાનું એમનું લશ્કરી વાસણ પણ એણે કમરે બાંધ્યું.

સૌ વાઘના તોફાનવાળી જગા આગળ ગયા. જ્યાંથી ગાય ઝડપાઈ હતી ત્યાં પ્રથમ ગયા. ત્યાંથી ગાયને ઘસડી જવાની નીશાની હતી તે નીશાનીએ તેઓ ચાલ્યા. લગભગ એક માઈલે ગાય પડી હતી. બીચારી એ તો મરી ગઈ હતી. એને ગળે વાઘના દાંત હતા, અને ત્યાં લોહી આવેલું હતું. ગાય પડી હતી ત્યાં ઘાડી ઝાડી હતી. પાસે જ જરા ખુલ્લું હતું ત્યાં જયેંદ્રે ગાયને લેવડાવી. પછી એક ઉંચા ઝાડ ઉપર માંચડો બાંધ્યો. થોડો નાસ્તો કરી લઈ, ગામમાંથી આવેલું દુધ પી જઈ, બંને મિત્રો માંચડા ઉપર ચઢી ગયા. પોતાનો શીકાર લેવા વાઘ ગમે ત્યારે આવી પહોંચવાનો તો ખરો જ. સુરેશે કહ્યું કે બારેક વાગે ગામમાંથી બે મોટા રોટલા અને ડુંગળી તથા પાણી લાવજો. ઠાકુરોએ કહ્યું કે અમે જરૂર તમને ખાવાનું મોકલીશું અને તમારી ભાળ રાખતા રહીશું.

વાઘની તપાસ રાખીને બેશી રહેવાનું કામ બહુ જ કંટાળાભર્યું હતું. આજે પણ દિવસ તો વાદળીઓ જ હતો એટલે જરા ઠીક લાગતું હતું. થોડીવારે તો ગીધડાં આવ્યાં

અને ગાયના ઉપર બેસવા લાગ્યાં. પણ આમ તેમ જુવે ને જતાં રહે. દોસ્તો તો આસપાસ જોયા કરે અને વાતો કરીને વખત વીતાવે. એમ કરતાં ભર બપોર થયા. બેઉ જણના પેટમાં કુકડાં બોલવા લાગ્યાં, અને જેમ ભુખ વધારે લાગે તેમ સુરેશનો મીજાસ ગરમ થતો હતો. પણ એટલામાં તો પાછા ઠાકુરો આવ્યા. બે મોટા રોટલા, કાચી કેરી, કાંદા અને પાણીની માટલી તેઓ લાવ્યા હતા. રોટલા તો હજી ગરમ ગરમ હતા. હવે સુરેશ ખુશમીજાજમાં આવી ગયો. ઠાકુરોએ કહ્યું કે બપોર ચઢયા છે એટલે હવે તો વાઘને આધાશીશી ચઢે. હવે તો ત્રણ વાગ્યા પછી એ આવશે. અડધો પોણો કલાક બધા વાતો કરીને ગયા.

આમને આમ ત્રણ વાગ્યા. હવે તો આ બે જણ ચપળતાથી તૈયાર થયા. ગાયની આસપાસ ગીધડાં ભેગાં થવા લાગ્યાં. એટલામાં ઝાડીમાં કંઈક ખડખડાટ થયો. જયેંદ્રે રાઈફલ ઉંચકી, સુરેશે પીસ્તોલ તૈયાર કરી. એટલામાં એક પ્રાણી બહાર આવ્યું. બે મિત્રો હસી પડયા. આ તો શિયાળભાઈ હતા. આગળ જુવે, પાછળ જુવે, અને ધીમે ધીમે ગાય તરફ જાય.

પણ થોડીવારે તો ઝાડીમાંથી એક અવાજ આવ્યો. આમાં તો ભૂલ થાય તેવું હતું જ નહિં. આછો ઘોઘરો અવાજ હતો. વાઘ ઘુરકતો ઘુરકતો પોતાની મીલકત ઉપર દાવો કરવા આવતો હતો. એ અવાજ સાંભળી ગીધ ઉડી ગયાં અને શીયાળ નાશી ગયું, અને બાળ શીકારીઓ તત્પર થઈ

ગયા. થોડી વારમાં જ બે ચળકતી આંખો માંચડાની સામે જ તાકીને જોઇ રહી. વાઘને લાગ્યું કે આજ એના ખાજ ઉપર તરાપ મારનાર કોઇ બહારનાં છે. ક્ષણભર તે ગાયને ભુલી ગયો ને વિકાળ આંખો તેણે માંચડા તરફ તાકી. ડોક ઉંચી કરી. એની મોટી પહોળી છાતી પુરેપુરી દેખાઇ. હમણાં જ એ ફલંગ મારતો ઝાડ પાસે આવશે એમ લાગ્યું. એવામાંજ બે ગોળીઓ છુટી. વાઘ કુદવા જતાં જ નીચે ઢળી પડયો. એક મોટી ચીસ નીકળી ગઇ અને પછી બધું સુમસામ થઇ ગયું. થોડીવાર બેઉ શીકારીઓ પીસ્તોલ તથા રાઇફલ તૈયાર કરીને સાવધાનીથી બેસી જ રહ્યા. પણ વાઘ તો હાલ્યો કે ચાલ્યો નહિં. એટલે એક પછી એક તેઓ નીચે ઉતર્યા અને બહુ જ સંભાળથી વાઘ પાસે ગયા. વાઘ તો બીચારો જયેંદ્રની પહેલી ગોળીથી જ પુરો થઇ ગયો હતો. છાતીની વચમાંજ તે વાગી હતી. સુરેશની પીસ્તોલની ગોળી પણ તેને વાગી હતી ખરી, પણ તેનો ઘા આછો હતો.

થોડીવારમાં તો ઠાકુરોનું ટોળું આવી પહોંચ્યું. ગોળીઓનો અવાજ અને વાઘની ત્રાડ ગામમાં સંભળાયાં હતાં. તેઓ વાઘને મરેલો જોઇને આનંદમાં આવી ગયા.

## ૫

આ વાઘ તો હવે શીકારીઓનો થયો. એક વાંસ સાથે બાંધીને ઠાકુર લોકો તેને માથેરાન લાવ્યા. આખું ગામ તે જોવાને ભેગું થયું, અને સૌએ આ જુવાનીઆઓને

શાબાશી આપી. વાઘ મોટો હતો, અને હમણાં હમણાં તળેટીનાં ઘણાં ગામડાંમાં તે ત્રાસ આપતો હતો. જીલ્લાના કલેક્ટર સાહેબે તેને મારી નાંખવા માટે પચાસ રૂપીયાનું ઇનામ કાઢયું હતું.

બીજે દિવસે કલેક્ટર સાહેબ આવ્યા. તેમણે આ લોકોને એકાવન રૂપીઆ બક્ષિસ આપ્યા. વાતચીતમાં ખબર પડી કે આ બે જણ પાસે હથીઆરનો પરવાનો બરોબર નહોતો; એમની છાવણી પુરતો જ હતો, અને કપ્તાનની સાથે હોય ત્યારે જ વાપરવાનો હતો. કલેક્ટર સાહેબે આ પરવાનો બરોબર કરી આપ્યો અને આખા હિંદુસ્તાનમાં બંદુક કે પીસ્તોલ સાથે રાખવાનો પાકો પરવાનો તેમને આપ્યો.

સભામાં એક પારસી ગૃહસ્થ હતા, તેમણે આ વાઘ વેચાતો લીધો, અને તેના બદલામાં જયેંદ્રને છ નાળીની પીસ્તોલ તથા સુરેશને રાઇફલ આપવાનું કહ્યું.

સુરેશે પણ ત્યાં એક નાનું સરખું ભાષણ કર્યું. તેમાં જણાવ્યું કે અમારા હથીઆરોનો ઉપયોગ અમે નિર્દોષ પ્રાણીઓના શીકાર માટે નહિં કરીયે, પણ દેશીઓનાં દુઃખ દૂર કરવાને કરીશું. સભા વીખરાઇ ત્યારે ફરીથી આ વીરોને શાબાશી મળી.

માથેરાનનું પખવાડીયું પુરૂં થયું. બે મિત્રો પાછા ફર્યા. તેમના ઘરમાં માતપિતા તથા કોલેજના પ્રોફેસરો તેમની વાત જાણી બહુ જ આનંદ પામ્યા.

તે દિવસથી તેમનાં નામ "બાળ શીકારી" છપાઈ ગયાં.

## કેપ્ટન સુરેશ.

સુરેશ બહુજ નબળો છોકરો હતો તેથી દાકતરે કહ્યું હતું કે એને મુંબઈની બહાર રાખવો. એટલે સુરેશ એની બા સાથે પૂનાની નજદીક આવેલા એક નાના ગામના બંગલામાં રહેતો હતો. આ બંગલો બહુ એકાંત જગાએ હતો. ત્યાંની હવા તો બહુ જ સરસ હતી. બંગલાની આસપાસ છુટી જગા હતી. ત્યાં ઘણા જ સરસ ફુલના છોડ ઉગ્યા હતા. સુરેશે પોતે પણ નાનો બગીચો ઉગાડયો હતો. તેમાં મેથીની ભાજી વાવીને પોતાનું નામ લખ્યું હતું, તથા શાકના છોડ પણ ઉગાડયા હતા. જ્યારે પોતાનું વાવેલું શાક તે ખાતો ત્યારે તે તેને બહુ જ સારૂં લાગતું હતું.

ધીમે ધીમે સુરેશની તબીયત સુધરવા માંડી. દાક્તરે તેને ખુલ્લામાં જ રાખવાનું કહ્યું હતું. સુરેશના બાપા દરે અઠ-

વાડીએ તેને મળવા જતા હતા, અને સાથે રમકડાં, ખાવાનું વગેરે લઈ જતા હતા. પણ હવે સુરેશને એકલા રમવાનું ગમતું નહોતું. એના બાપા આવે તે દિવસે એને બહુ જ ગમે, પણ તેમના ગયા પછી તો જરાયે ગમે નહિં. જેમ જેમ એનામાં શકિત આવતી ગઈ તેમ તેમ એને પોતાના ભાઈબંધો સાંભર્યા. સાતતાળી, એરંડો, ક્રીકેટ, વગેરે રમતો યાદ આવી. પણ બીચારો એકલો એકલો તે કેવી રીતે રમે !

એક વાર એના બાપા વીલાયતી પતંગ એને માટે લેતા આવ્યા. આ પતંગ કપડાનો બનાવેલો હોય છે, એટલે તે વારંવાર ફાટતો નથી. અને વળી પવન જોરમાં હોય ત્યારે પણ તે સારી રીતે ચડાવી શકાય છે. સુરેશે આ પતંગ ચડાવ્યો. પહેલે દહાડે તો તેને બહુ મઝા પડી. પણ પછી બીજે દિવસે તો પેચ લડાવવાનું મન થયું. પણ ત્યાં કોની સાથે પેચ લઢાવે ? વળી પાછો એને ભાઈબંધોનો વિચાર આવ્યો. પણ એની બાએ એને શીખામણ આપી, તેને કહ્યું: “ ડાહ્યા છોકરાઓ હોય તે નકામો શોક ના કરે. પોતાની પાસે જે રમવાનું હોય તેથી આનંદ કરે, અને પોતાનાં રમકડાં સાથે નવી નવી રીતે રમે. ” આ સાંભળી વળી પાછો સુરેશ નવી રમતમાં પડયો.

સુરેશની બાએ એકવાર દરીયાની અને સ્ટીમરની વાતો એને કહી. જ્યારે ભર દરીયે સ્ટીમર તોફાનમાં સપડાઈ જાય ત્યારે ચારે તરફ મદદ માટે સંદેશા મોકલવામાં આવે છે. હવે તો દોરડા વિનાના સંદેશાઓ જાય છે. પરંતુ પહેલા-

ના વખતમાં રબરની શીશીઓમાં ચીઠીઓ મુકતા હતા. આ ચીઠીમાં સ્ટીમર કઇ જગાએ સપડાઇ ગઈ છે તે લખતા હતા. આ હકીકત સાંભળી ત્યારથી સુરેશને તેનાજ વિચાર આવતા હતા. તે પોતે એક રમત રમવા મંડયો. જાણે પોતાનો બંગલો સ્ટીમર છે ને પોતે તેનો કેપ્ટન છે. આ સ્ટીમર તોફાનમાં સપડાઈ છે, અને ડુબવાની તૈયારીમાં છે. કેપ્ટને મદદ માટે સંદેશા મોકલવા જ જોઇયે. તેણે પોતાની સીસોટીઓમાંથી ભયંકર અવાજ કાઢવા માંડયા. પછી કાગળોમાં ચીઠીઓ લખી. એના બંગલાનું નામ "શાંતિકુંજ" હતું એટલે તેણે લખ્યું :

"સ્ટીમર શાંતિકુંજ
ચીંચવડ ગામની ઉત્તર ભાગોળે
મુંબાઇ–પૂના રોડ ઉપર
તોફાનમાં સપડાઇ છે.
મદદે આવો.
કેપ્ટન સુરેશ."

આવી પચીસ ચીઠીઓ તેણે તૈયાર કરી. પણ હવે આ ચીઠીઓ દૂર જગાએ કેવી રીતે મોકલવી ? એટલામાં તેને પોતાનો પતંગ સાંભર્યો. પતંગ ઉપર પણ તેણે આ સંદેશો લખ્યો, તથા તેને પુંછડે ગુંદરથી સંદેશાનો એક બીજો કાગળ પણ ચોંટાડયો. પછી તેણે તે પતંગ ચડાવ્યો. એ બહુ ઉંચો ગયો ત્યારે દોરી તોડી નાંખી. એને પતંગ ખોવાવાની દરકાર નહોતી, કારણકે અત્યારે તે સ્ટીમરના જ

વિચારમાં હતો. પોતે શાંતિકુંજ સ્ટીમરનો કેપ્ટન હતો! ગમે તે રીતે સ્ટીમર માટે મદદ મેળવવી જ જોઈએ! પતંગ મોકલ્યા પછી તેને ધીરજ ના રહી. તે એક ઝાડ ઉપર ચડયો અને ત્યાંથી પેલા મદદના કાગળો હવામાં ઉરાડયા. પછી તે પોતાના ઘરની અગાશી ઉપર ચડયો. એક લાંબો વાંસ લીધો. પોતાની પાસે એકે લાલ કાગળ તો નહોતો પણ ઘરમાં " ગમે જમસેદ " છાપું આવતું હતું તેના કાગળ લાલાશપડતા હતા, એટલે એ કાગળોની ધજા બનાવી અને તે પેલા વાંસને ચોડી. આ ભયની નિશાની હતી. તેણે ધારેલું કે આ ધજા જોઇને કોઈ બીજી સ્ટીમર જરૂર મદદે આવશે.

સુરેશની બા તો જમીને આરામ લેતી હતી. તેને કેપ્ટન સુરેશના આ પરાક્રમની કશી ખબર નહોતી. છેક ચાર વાગી ગયા પણ સુરેશ આજે ખાવાનું ખાવા કે દુધ પીવા નથી આવ્યો. ઘાટી બોલાવવા ગયો ત્યારે તેણે કહ્યું: " હમણા નહિં, હજી વાર છે. " આ સાંભળી એની બા અગાશીમાં આવી. કારણકે સુરેશ ખાવા પાછળ તો ભૂત હતો. પણ આજે તેણે બે વાગ્યાનું દુધ પણ પીધું નહોતું, તેમ ચાર વાગે પણ નથી આવતો, ત્યારે શું કારણ હશે!! અગાશીમાં સુરેશ બૉયસ્કાઉટનાં કપડાંમાં ઉભો છે. માથે કાગળની સાહેબટોપી બનાવીને પહેરેલી છે. એક હાથમાં પેલી મોટી લાલ ધજા છે. બીજા હાથમાં એક પોલી ભુંગળી-નું દુરબીન બનાવ્યું છે, તે વડે ચારે તરફ તે જુવે છે. એક ઠેકાણે ચાંઠો ચોડયો હતો: " સ્ટીમર શાંતિકુંજ, કેપ્ટન સુરેશ. " આ બધું જોઇને સુરેશની બા તો હસી જ પડી.

એનું હસવું સંભળાયું ત્યારે જ સુરેશને ખબર પડી કે તે ત્યાં આવ્યાં હતાં.

સુરેશની બા કાંઈ બોલે તે પહેલાં તો દૂર એક મોટર આવતી દેખાઈ એટલે સુરેશ બોલી ઊઠ્યો, “ બા, બા, જુઓ, મદદ આવી ! હવે આપણી સ્ટીમર બચશે. પેલી બીજી સ્ટીમર દેખાય છે તેની પાસે મદદ મેળવવી જ જોઇએ.”

તે એકદમ પોતાનો વાવટો લઇને નીચે દોડ્યો, અને ઝાંપા આગળ જઈને વાવટો ઉંચો કર્યો. એની બાને આ જોઈ બહુ જ હસવું આવ્યું. તેમણે જોયું કે સુરેશ બાજુ ઉપર ઉભો છે એટલે મોટરથી તેને કાંઇ હરકત થશે નહિં. પણ મોટર તો બરોબર તેમના ઝાંપા આગળ જ ઉભી રહી, અને તેમાંથી એક સુરેશ જેવડો છોકરો નીચે ઉતર્યો. તેના હાથમાં સુરેશના પતંગ જેવો જ પતંગ હતો. સુરેશની પાસે જઇને તે ઉભો અને પૂછ્યું : “ આ શાંતિકુંજ છે ?”

સુરેશ : “હા.”

પેલો છોકરો : “ તમે કૅપ્ટન સુરેશ છો ? ”

સુરેશ : “ હા. તમે કોણ છો ? ”

“ હું સુમન છું. તમારો સંદેશો મળ્યો, એટલે તમારી સ્ટીમર બચાવવા આવ્યો છું.”

સુરેશની બા તો આ સાંભળીને તરત જ નીચે ગઇ. મોટરમાં સુમનની બહેન તથા બા બેઠેલાં હતાં. સુરેશની બાએ તેમને ઘરમાં આવવા નોતર્યાં એટલે સૌએ દીવાનખાનામાં ગયાં.

   

સુમનનો બંગલો બે માઈલ ઉપર આવેલો હતો. એ પણ જરા માંદલો હતો, પણ એની સાથે એની બહેન હતી એટલે બહુ અણુગમો થતો નહતો. વળી તેમની પાસે મોટર હતી. તેમાં બેસીને તેઓ લાંબે ફરવા જતાં હતાં. આજે તો તેઓ એક સુંદર સ્થળે ઉજાણી કરવા જવાનાં હતાં, એટલે ત્રણ વાગ્યાથી બધી તૈયારીઓ કરવા માંડી હતી. ખાવાનો કરંડીયો, પીવાનું પાણી, ફળો, વગેરે તૈયાર કર્યાં હતાં. સુમન બાગમાં રમતો હતો એટલામાં તેણે એક કપાયલો પતંગ જોયો. આ જગાએ પતંગની નવાઈ .તો ખરીજને ! એટલે પોતાના મોટર હાંકનારને લઈને તે પતંગ-ની પાછળ દોડયો. અને અંતે બહુ મહેનતે એક ઝાડ ઉપરથી તેણે પતંગ ઉતાર્યો, અને તે લઈને દોડતો દોડતો પોતાની બાને બતાવવા ગયો. એની બાએ પતંગ ઉપરનું લખાણ જોયું. તે ઉપરથી તેમને લાગ્યું કે કોઇ છોકરાના ગાંડઈયાં છે. પછી પુંછડે ચોડેલો કાગળ જોયો. તેની બીજી બાજુએ સુરેશના બાપાનો કાગળ હતો. સુરેશ ઉપર એ કાગળ આવેલો. તેની બીજી બાજુ કોરી હતી. એટલે તે ઉપર સુરેશે પોતાનો સંદેશો લખ્યો હતો. કાગળમાં લખ્યું હતું કેઃ " તમને એકલા ગમતું નથી તેથી જાત-જાતની રમતો રમોછો તે સારૂં છે. ત્યાં ભાઈબંધો નથી તો શું કરીયે ? પાસે બંગલા પણ નથી. સ્ટીમરની વાતો જાણ-વાનું તમને બહુ મન થયું છે, એટલે હવે હું આવીશ ત્યારે સ્ટીમરોની વાતોની એક ચોપડી લેતો આવીશ. "

સુમનની બાએ આ કાગળ વાંચ્યો એટલે જાણ્યું કે

આ છોકરો એકલો પડી ગયો છે. સુમને અને તેમણે ઠરાવ્યું કે આપણે જ " શાંતિકુંજ "માં જઈયે અને તે છોકરા સાથે-કેપ્ટન સુરેશ સાથે-ઓળખાણ કરીયે. આ રીતે સ્ટીમર શાંતિકુંજની મદદમાં આ લોકો આવી પહોંચ્યાં !

સુરેશની બા તથા સુમનની બાએ દીવાનખાનામાં બેસીને બધી વાતો કરી. ચ્હા તો તૈયાર થઇ હતી તે બધાયે પીધી; અને સુરેશ, સુમન અને તેની બહેન સરલા તો જાણે કેટલાએ વખતના મિત્રો હોય તેમ વાતોએ વળગ્યાં. પછી સુમનની બાએ કહ્યું કે આપણે સૌએ આજે બહાર ઉજાણીયે જઇયે. સુરેશ અને સુમને એ વાત ઉપાડી લીધી અને પછી બધાં મોટરમાં બેસી દૂર ગયાં. ત્યાં સાથે બેસીને તેમણે ઉજાણી કરી. ફુલ ભેગાં કર્યાં અને બહુ જ સુંદર સૂર્યાસ્ત જોયો. છેક મોડેથી તેઓ સૌ પોતપોતાને ઘેર ગયાં.

તે દિવસથી આ બે કુટુંબોની ઓળખાણ વધી. પછી રવિવારે તો સુરેશના અને સુમનના બાપા આવ્યા, અને સુમન પોતાના બાપાને શાંતિકુંજ સ્ટીમર બતાવવા લઈ આવ્યો. બધાએ ભેગા મળીને તે દિવસની વાતો કરી અને ખૂબ હસ્યા. આ દિવસ પછી સુરેશને કદી અણગમો થયો નથી, અને હવે તો તેની તબિયત ઘણી જ સુધરી ગઈ છે. થોડા દિવસ પછી સુરેશને ડાકતર મુંબઇ લાવવાની પણ રજા આપશે એમ લાગે છે. સુમને પેલો પતંગ સુરેશને પાછો આપી દીધો છે, અને સુરેશે બહુ જ સંભાળીને તે રાખ્યો છે.

# રમુ અને નિમુ.

## (૧) નાટક જોયું.

વડોદરા નામનું એક મોટું શહેર છે. તેમાં મહારાજા સયાજીરાવ ગાયકવાડ રાજ કરે છે. આ ગામમાં એક મોટા રસ્તા ઉપર નાનું સરખું ઘર હતું. આ ઘરમાં રમણ અને નિર્મળ નામે બે ભાઇબેન તેમનાં માબાપ સાથે રહેતાં હતાં. રમણને આઠ વરસ થયાં હતાં અને નિર્મળ છ વરસની હતી. તે બે જણાં ઓટલા ઉપર બેઠાં બેઠાં વાતો કરતાં હતાં.

નિર્મળ—ભાઇ! બાને તું શું કહેતો હતો?

રમણ—મેં બાને કહ્યું કે અમારી કલાસમાં એક છોકરો છે તે ગયે રવીવારે નાટક જોવા ગયો હતો. તે કહેતો હતો કે નાટક બહુ સારૂં છે.

નિર્મળ—પછી બાએ તને શું કહ્યું?

રમણુ—બાએ કહ્યું કે આપણી પાસે પૈસા નથી. નાટક જોવામાં તો પૈસા ખરચ થાય, અને તારા બાપાજી પાસે હમણાં બહુ પૈસા નથી.

નિર્મળ—ત્યારે ભાઇ! આપણે શું કરીશું? નાટકમાં જવાનું તો મને પણ ઘણું મન થાય છે.

આ પ્રમાણે આ બે જણાં વાતો કરતાં હતાં, તેટલામાં બારણા આગળ સીપાઇઓ અને ઘોડેસ્વારો આમતેમ ગોઠવાઈ ગયા. આ જોઈને રમણુ એકદમ બોલી ઉઠયો, "નિમુ! નિમુ! જો, જો, સીપાઇઓ ગોઠવાઇ ગયા છે. મહારાજા સાહેબ આવતા હશે."

આમ કહીને પોતાની બ્હેનને લઇને તે રસ્તા ઉપર ગયો અને એક જગાએ બાજુ ઉપર બેનના ખભા ઉપર હાથ મુકીને ઉભો રહ્યો.

આ બે છોકરાંને મહારાજા સાહેબની સ્વારી જોવામાં બહુ જ રસ પડતો હતો. કારણ કે એક દિવસ મહારાજા એમના ઘર આગળથી એકલા પગે ચાલતા ફરવા જતા હતા, તે વખતે રમણુ અને નિર્મળ દોડાદોડી કરતાં હતાં, અને નિર્મળનો પગ ખસી જવાથી તે પડી ગઇ હતી. એ પડી ગઇ એટલે મહારાજાએ એની પાસે જઇને એને ઉઠાડી હતી અને માથું પંપાળીને પૂછયું હતું કે "કાંઇ વાગ્યું છે?" આથી નિર્મળ ઘણી ખુશી થઈ ગઈ હતી, અને તે દિવસથી રોજ મહારાજા સાહેબની વાતો કરતી હતી. અને જો એમની સ્વારી જતી હોય તો ગમે તેટલું કામ

હોય તો તે મૂકીને પણ જોવા જતી હતી. મહારાજા સાહેબ તો એ બનાવ ભૂલી પણ ગયા હશે. પણ આ બે બાળકો તો એમ જ જાણતાં હતાં કે આપણને મહારાજા ઓળખે છે અને આપણા સામું તે જોશે તો આપણને બોલાવશે. આજે પણ રોજની માફક તે બે ભાઈબેન સ્વારી જોવા દોડયાં. પણ સીપાઈઓ અને સ્વારો બધા ઉભા રહેલા હતા તેમણે એમને આઘે જ ઉભાં રાખ્યાં. બેઉ જણાંયે ત્યાં ઉભાં ઉભાં સ્વારી જોઇ. મહારાજા સાહેબની ગાડી પણ આવી ગઇ, તોયે મહારાજાએ એમની તરફ કાંઈ જોયું નહિં. રમણ આજે દિલગીર તો થયેલો હતો, તેમાં વળી આથી વધારે નાખુશ થયો. થોડીવાર સુધી તો ઘરમાં જઈને તે કાંઈ બોલ્યો નહિં, પણ તરત જ એને કાંઈક વિચાર આવ્યો અને એકદમ બોલી ઉઠયો, “ નિમુ ! તને ખબર છે ? મહારાજા સાહેબ છે ને, એમને માટે તો નાટકશાળામાં બે ત્રણ સરસ કોચ રોજ રાખી મુકે છે. તે દિવસે બાપા જોડે આપણે નાટકમાં ગયાંતાં ત્યારે બાપાએ આપણને બતાવ્યાતાસ્તો.”

નિર્મળ—પણ તેથી આપણે શું ?

રમણ—હું એક રસ્તો બતાવું તેમ તું કરીશ ?

નિર્મળ—હા, બોલને ભાઈ ! તું કહીશ તેમ કરીશ.

રમણ—જો ત્યારે તે દિવસે તું પડી ગઇ હતી ત્યારે મહારાજા સાહેબે તને કેવી ઉઠાડીને પંપાળી’તી ? તને તે દહાડાથી તેઓ બરોબર ઓળખે છે. માટે જો તું મહારાજા સાહેબને એક કાગળ લખે કે, જો તમે કોઇ દહાડો નાટકમાં

ના જવાના હો તો અમને તમારા કોચ ઉપર બેસવાની રજા આપશો. જો એ રજા આપે તો પૈસા ખરચ થાય નહિં અને નાટક જોવાય.

નિર્મળ—પણ ભાઇ! મને બરોબર લખતાં આવડતું નથી ને?

રમણુ—તે હું તને લખાવીશ. પણ કાગળ તો તારે જ લખવો જોઇએ.

નિર્મળ અને રમણે આ પ્રમાણે બધી ગોઠવણ કરી. પછી તરત જ એક કાગળ લઇ આાવ્યાં અને તેના ઉપર મોટી ભુરી સીસાપેનથી નિર્મળે રમણુના કહ્યા પ્રમાણે મોટા મોટા અક્ષરે લખવા માંડયું :

" મારા વ્હાલા સાહેબ!

"રમુને અને મને નાટકમાં જવાનું મન થયું છે. રમુએ બાને કહ્યું. પણ બા કહે છે કે બાપા પાસે હમણાં બહુ પૈસા નથી અને નાટકમાં જવાના તો પૈસા બેસે. પણ રમુ કહે છે કે મહારાજા સાહેબના એ કોચ નાટકશાળામાં રહે છે, અને તમે જ્યારે નાટક જોવા જતા નથી ત્યારે તે ખાલી પડી રહે છે. માટે જ્યારે તમે જવાના ના હો ત્યારે એકવાર મને ને રમુને એ કોચ ઉપર બેસવા દો તો અમને નાટક જોવાનું મળે અને બાને પૈસા ખરચ થાય નહિં."

રમણુ—બસ હવે નીચે તું તારૂં નામ લખી દે.

નિર્મળ—ના. આપણુને મહારાજા એમને એમ મફત

કોચ ઉપર બેસવાં દે તેના બદલામાં આપણે કાંઇક તો આપવું જોઇયેને !

રમણ—આપણી પાસે શું છે તે આપીયે ? તું તો ગાંડી છું.

નિર્મળે તો એના ભાઈનું બોલવું સાંભળ્યા વગર જ લખવા માંડયું :

" રમુ કહે છે કે એના બદલામાં આપવાનું અમારી પાસે કાંઈ નથી. પણ હું કહું છું કે મને છબી ઉપર દોરીથી સરસ રંગરંગનાં ફ્રેમ કરતાં આવડે છે. મને મારી બાએ શીખવાડયું છે, ને જો તમે અમને તમારા કોચ ઉપર બેસવા દેશો તો હું તમારી છબી ઉપર ફક્કડ ફ્રેમ કરી આપીશ."

" લી. નિર્મળ માણેકલાલ–રાજમહાલરોડ. "

ચકરડા જેવા અક્ષરે જેમ તેમ કરીને કાગળ લખાયો તો ખરો. હવે તે રવાના કરવાનો. તેથી તેને એક કાગળના પાકીટમાં મુકયો, અને પાકીટ બીડી દીધું. પછી રમણે પુછયું, " તારી ગલ્લાપેટીમાં કેટલા પૈસા છે ?"

નિર્મળ—મારી પાસે તો હવે એક આનો જ છે. કાલે બા બહાર ગઇ તે વખતે હું રડી'તી, તેથી એક આનો તો દંડ થયો'તો.

રમણ—મારી પાસે બે આના છે. આપણે ત્રણ આનાની ટીકીટો લાવીને આ કાગળ ઉપર ચોડી દઈને ટપાલમાં નાંખી દઇશું. આપણા બાપાજી ઉપર પાકીટ આવે છે તે ઉપર ચાર

પૈસાની ટીકીટ હોય છે, પણ મહારાજા સાહેબના પાકીટ ઉપર તો વધારે પૈસાની જોઇયે કની !

નિર્મળને બિચારીને કાંઈ બરોબર સમજણુ પડી નહિં, પણ એ એનો એક આનો ઝટ લઈને લઈ આવી. રમણુ પાસેની ટપાલ ઓફીસમાં જઈને છાનોમાનો ટીકીટો લઇ આવ્યો અને તે પરબીડીયાને લગાવી કાગળ ટપાલમાં નાંખી દીધો. આ પછી તે બે જણુના મનમાં બહુ બહુ વિચાર આવ્યા. ગુપચુપ એની એજ વાતો કરે. રાતે પણુ આ વાત કરતાં કરતાં સુઈ ગયાં, અને શમણુામાં પણુ બન્ને જણુને નાટકશાળા અને મહારાજા સાહેબ જ દેખાયાં. બીજે દિવસે પણુ એમનાં મન બહુ ફીકરમાં હતાં. મહારાજા સાહેબ હા કહેશે કે નહિં ? એની એ જ વાતો કર્યા કરે. આંગળીઓ પકડાવે. એકીબેકી કરી જુવે. જ્યારે હા કહેશે એમ આવતું હતું ત્યારે તેઓ બહુ જ આનંદમાં આવતાં; અને કોઈ કોઈ વાર ના કહેશે એમ આવતું ત્યારે ઘણું જ દિલગીર થતાં. એમ કરતાં કરતાં બીજા દિવસની સાંજ પણુ પડી. બંને જણુને એમની બાએ ખાવા બેસાડયાં હતાં. એટલામાં હાથમાં એક મોટો કાગળ લઇને, એક ચકચકતો પટો પહેરેલો સીપાઈ ઓટલા ઉપર આવી ઉભો રહ્યો. એને જોતાં જ નિર્મળ ખાતાં ખાતાં ઉઠી જઇને દોડતી દોડતી ઓટલે ગઈ અને પૂછયું કે કોનું કામ છે ? સીપાઇએ કહ્યું કે " નિર્મળ માણેકલાલ કોનું નામ છે ?" નિર્મળે કહ્યું કે " મારૂં નામ. " ત્યારે સીપાઈએ એક કાગળ એના

હાથમાં આપ્યો, તે લઈને એ ઘરમાં દોડી ગઈ. એની બા તો આ બધું જોયા જ કરતી હતી. કાગળ લઈને નિર્મળ આવી એટલે એણે પૂછયું કે આ બધું શું છે ? નિર્મળે કાગળ પોતાના ભાઈને આપ્યો અને પોતાની બાને બધી વાત કહી. કાગળમાં જવાબ આવ્યો હતો કે ' મહારાજા સાહેબના કોચ ઉપર આજે નિર્મળ અને રમુએ જઈને બેસવું અને નાટક જોવું. વખત થશે એટલે એમને ગાડી તેડવા આવશે, માટે તૈયાર થઈ રહેવું. અને નાટક પુરૂં થશે એટલે ગાડી ઘેર મુકી જશે. જોડે સીપાઇ આવશે, અને બેચાર બેનપણી તથા દોસ્તારને લઈ જવાં હોય તો તેમને પણ લઈ જવાની રજા છે. " આ વાંચી રમણ અને નિર્મળ તો ખુશી ખુશી થઇ ગયાં. એમની બા પણ બહુ ખુશી થઇ. એટલામાં એના બાપા ઘેર આવ્યા. તેમણે બધી વાત જાણી એટલે એ પણ ખુશી થયા. ઝટપટ ખાઇને નિમુ અને રમુએ સરસ લુગડાં પહેર્યાં અને પોતાનાં બે ચાર ઓળખીતા ભાઇબંધ તથા બેનપણીઓને બોલાવી લાવ્યાં. વખત થઇ એટલે ગાડી આવી અને બધાં બેસીને નાટકશાળામાં ગયાં. ત્યાં મહારાજાના કોચ ઉપર બેસીને સૌએ નાટક જોયું અને ઘેર આવી ખુશી થઇને પોતાના બાપાને બધી વાત કહી. પછી બીજે દિવસે નિર્મળે મહારાજાસાહેબની છબી માટે સરસ રંગનું એક ફુલ્લડ ફ્રેમ તૈયાર કરીને મોકલાવ્યું.

## (૨) દાદાજી આવ્યા.

વડોદરામાં રહેતા રમુ અને નિમુએ નાટક જોયું, તે વાત તો તમે જાણો છો. આજે રમુ અને નિમુ બન્ને જણાં બહુ જ આનંદમાં હતાં. કારણકે અમદાવાદથી એમના દાદાજી આજે વડોદરે આવવાના હતા, અને વળી તેમની સાથે રમુના કાકાનો છોકરો દમુ પણ આવવાનો હતો. દમુ પણ નવેક વરસનો જ હતો એટલે એમને બધાંને રમવાની બહુ મઝા પડશે એમ ધારીને તેઓએ આજે ઘરમાં કુદાકુદ કરી મૂકી હતી. દમુને જમતી વખતે કયા પાટલા ઉપર બેસાડવો તે સારૂ તો મોટી લડાઈ પણ થઈ ગઈ હતી. આખરે એમ ઠર્યું હતું કે એને નિમુ અને રમુ બે જણની વચ્ચે બેસાડવો. સુવાનું પણ તેવી જ રીતે ઠર્યું હતું. આખો દિવસ રમુ અને નિમુએ દમુની અને દાદાજીની જ વાતો કર્યાં કરી હતી; અને એની સાથે આ રમીશું ને તે રમીશું એમ વિચાર કર્યા હતા. સ્હાંઝે ગાડીનો વખત થયો એટલે એમના બાપા બન્ને જણને ભાડાની ગાડીમાં બેસાડી સ્ટેશન ઉપર લઇ ગયા. બન્ને જણાએ રોફબંધ કપડાં પહેર્યાં હતાં અને ઘણા જ ખુશીમાં હતાં. સ્ટેશન ઉપર ઘડીયાળ જોવાની, બીજા સામેના પ્લેટફૉર્મ ઉપર જવાની મોટી નીસરણી જોવાની, જરા વેઈટીંગરૂમમાં જઇને ખુરશી ઉપર બેસવાની અને ત્યાંની દુકાન પરની ચીજો તપાસવાની, એમને ઘણીજ મઝા પડતી હતી. એટલામાં ગાડીનો ઘંટ વાગ્યો અને સુસ-સુસસુર કરતી આગગાડી આવી. તરત જ બધાં એક ઠેકા

આગળ ગયાં. રમુ અને નિમુ તો તુરત ડબાની અંદર દોડી ગયાં. નિમુ જઈને દાદાજીને બાઝી પડી અને રમુ જઈને દમુ જોડે વાતો કરવા મંડી ગયો. દાદાજીએ બન્ને ભાઈ બહેનને પાસે લઇને તેમને માથે હાથ ફેરવ્યો અને પછી બધાં નીચે ઉતરી પડયાં, અને ગાડીમાં બેસીને ઘેર ગયાં. રસ્તામાં નિમુએ દાદાજીને પોતાની બધી વાત કહી દીધી. દમુને આમ જમવા બેસાડીશું અને એને આ ઠેકાણે સુવાડીશું. અને એની સાથે આ રમીશું, એ બધી વાતો એણે દાદાજીને કહી. ઘરડા દાદાજીને પણ એની કાલીકાલી બોલીથી અને ડાહી ડાહી વાતોથી બહુ મઝા પડતી હતી. દાદાજી પણ ઘણા જ ગમતી સ્વભાવના હતા. એ પણ બધી વાતો ધીરજ રાખીને સાંભળતા હતા. એમ કરતાં કરતાં ઘર આવ્યું અને બધાં ઉતર્યાં. દાદાજીનો સામાન એક મેડીમાં મૂકાવ્યો, એમને વાસ્તે એક આરામ ખુરશી અને એક ગાદી ખાસ મુકાવ્યાં હતાં. બધાં છોકરાંઓએ એમનો સામાન છોડવામાં મદદ કરવા માંડી. એમનું ભાગવત હતું તે ગાદી પાસે મૂકયું. સાથે એમનાં ચશ્માં પણ મૂકયાં. માળા હતી તે આરામ ખુરશીની નીચે પીચદાની સાથે મૂકી. બાજુપર પાનની પેટી રાખી. આ પ્રમાણે ગોઠવવાનું કામ પૂરૂં થયું એટલે ચ્હા પીવાની વખત થઈ, અને એમની બાએ બધાંને નીચે બોલાવ્યાં. જમતી વખતની માફક જ બધાં સૌ સૌના પાટલા ઉપર બેસી ગયાં. જેને ભૂખ લાગી તી તેણે થોડું થોડું ખાવાનું પણ ખાધું. પછી દાદાજીએ કહ્યું કે ચાલો છોકરાં તમારે માટે અમદાવાદથી રમકડાં લાવ્યો છું તે આપું. આ સાંભળી છોકરાં

ઘણાં ખુશી થઈ ગયાં અને દાદાજીની સાથે ઉપર દોડયાં. પછી દાદાજીએ એમની પેટીમાંથી રમકડાં કાઢયાં અને કહ્યું કે અમદાવાદમાં શ્રાવણ મહિનામાં દર સોમવારે મેળા ભરાય છે, તેમાંથી ખાસ તમારે સારૂ આ રમકડાં લાવ્યો છું. દમુને પણ અમદાવાદમાં આપ્યાં નથી, તેથી અહિં આપીશ. રમુને માટે રમકડાની ઢાલ, તરવાર ને બંદુક આણી હતી. દમુને માટે પીસ્તોલ તથા લાકડાની તરવાર આણી હતી. અને નિમુને માટે નાનાં સરખાં મ્હાનાં વાસણો અને પ્યાલા આણ્યા હતા તથા સાથે સુપડી અને સાંબેલું પણ હતું. નિમુને આ કાંઈ બરોબર ગમ્યું નહિં એમ તેના મ્હોંપરથી લાગતું હતું. પણ કાંઈ બોલ્યા વગર બધાં છોકરાંની સાથે પોતે પણ હસતી હસતી બાને બતાવવા દોડી ગઈ. ત્યાર પછી બધી ચીજો બધાં બરોબર જગાએ મૂકવા દોડી ગયાં. ત્યાર પછી તરત જ થોડીવારમાં દાદાજીએ બધાં છોકરાંને બૂમ પાડી અને પૂછયું કે કોઇએ મ્હારાં ચસ્માં લીધાં છે કે ? બન્ને છોકરા અને નિમુ તરત જ દોડી આવ્યાં અને કહ્યું કે અમે તો ચસ્માં જોયાં નથી. દાદાજીએ કહ્યું કે ચાલો, જલદી જલદી બધા ખોળવા મંડી જાવ અને જે ખોળી કાઢશે તેને એક નવી આની આપીશ. તરત જ નિમુ બોલી ઉઠી કે દાદાજી હું આની લીધા વગર તમને ખોળી આપીશ. છોકરાંઓએ મેડીનો ખુણેખુણો જોઈ કાઢયો. ભાગવતનાં પાનાં- ઓમાંએ જોયું, ગાદીની ચાદર પણ ઉપાડી જોઈ, નીચે ન્હાવા પીવા ગયાં હતાં ત્યાં પણ તપાસી આવ્યાં. પણ કોઇ ઠેકાણે ચસ્માં જડયાં નહિં. નાની નિમુ બિચારી ઉતરેલે મ્હોંએ

દાદાજી આરામ ખુરશી ઉપર બેઠા હતા ત્યાં ગઈ અને એમના ઢીંચણ ઉપર હાથ મુકીને કહેવા જતી હતી, એટલામાં એકદમ બૂમ પાડી કે દમુભાઇ, આમ આવો. ચસ્માં ખોળશો નહિં, મને જડયાં છે. બધાં એકદમ ત્યાં દોડી આવ્યાં અને પૂછયું કે ચસ્માં કયાં છે ? નિમુ હસતી હસતી બોલી કે દાદાજીના માથા ઉપર ! દાદાજીએ માથા ઉપર હાથ ફેરવ્યો તો હાથમાં ચસ્મા આવ્યાં અને પછી તે બહુજ હસી પડયા અને બીજાં બધાં પણ હસ્યાં. દાદાજીએ કહ્યું કે વાંચતાં વાંચતાં હું ઉઠયો હોઇશ ત્યારે તે ઉંચાં ચઢાવી દીધાં હશે, અને પછી હું ભૂલી ગયો. આ તો "કેડ છોકરૂં અને ગામમાં શોધ્યું" તેના જેવું થયું. પછી તેમણે નિમુને આની આપવા માંડી. પણ નિમુએ કહ્યું કે મેં તે લેવાની ના કહી છે તો નહિં લઉં. દમુભાઇ અને રમુભાઈયે પણ મહેનત તો કરી જ છે ને હું એકલી આની શું કામ લઉં ? પછી દાદાજીએ બધાં છોકરાંને એક એક આની આપી. તે બધાંયે લઇને પોતાની ગલ્લાપેટીમાં મુકી દીધી.

ત્યાર પછી બધાં છોકરાંએ રમવાનો વિચાર કર્યો. નિમુએ કહ્યું કે બાપાજી કહેતા'તા કે યુરોપમાં લઢાઈ ચાલે છે તે લઢાઈ રમવાનું મને બહુ મન થયું છે. પણ દાદાજીએ રમકડાંમાં મને તરવાર કે બંદુક નથી આપ્યાં તો શું કરૂં ? આ સાંભળી બધાં વિચારમાં પડી ગયાં. દરેક જણ પાસે બે હથીઆર તો જોઈયેની. ત્યારે નિમુનું શું કરવું ? એટલામાં એમના દાદાજીએ બધાંને પૂછયું કે શા વિચારમાં પડી ગયાં છો ? દમુએ દાદાજીને બધી વાત

કહી દીધી. દાદાજીએ કહ્યું કે ઓહો! એમાં તે શું ? હું નિમુને એક તીરકામઠું બનાવી આપીશ, અને એક ભાલો બનાવી આપીશ અને તેને ધજા બાંધીશું એટલે નિમુ પાસે તમારા કરતાં પણ ફક્કડ હથીઆર થશે. પછી તેમણે એક ખપાટી-યાના કકડાને દોરી બાંધી કામઠું બનાવ્યું, અને સરકટના સોટાનાં તીર કર્યાં, તથા એક લાકડીનો ભાલો બનાવ્યો અને તેને લાલ લૂગડાની ધજા બાંધી. આથી બધાં બહુ ખુશ થઇ ગયાં. પછી દાદાજીએ બધાંને સમજ પાડી અને કહ્યું કે રમુ ઇંગ્રેજ થાય, અને નિમુ ફ્રાંસ થાય, અને તે બે જણાં મળી જઇને જર્મની રમુ થાય તેની સાથે લડે. આ પછી તેઓએ લાકડીના ઘોડા કર્યા તથા કાગળની કોથળીઓ ફૂંક મારીને ફુલાવીને ફોડી નાંખી મોટા અવાજ કર્યા તથા પિસ્તોલો ફોડી અને હરહર મહાદેવ તથા દિન્ દિન્ અલ્લાની બૂમો પાડીને ખૂબ ગમ્મત કરી. પછી રાત્રે વાળુ કરવાની વખત થઈ એટલે રમવાનું બંધ કર્યું.

# ત્રણ ટકોરા.

સરલાને ચોથા ધોરણની છોકરીઓ ઉપર બહુ જ ખાર હતો. મહેતીજીની નજરમાં એ વર્ગ ઉતરી પડે તેવી યુક્તિની એ શોધમાં જ હતી. તેવામાં સુમતિ એના સપાટામાં આવી ગઈ. સુમતિ ચોથા ધોરણમાં હતી. એ જરા ચીબાવલી હતી, અને ચોટ્ટી પણ હતી. વર્ગમાં એનું કાંઈ માન નહોતું.

બપોરની રજામાં સુમતિ ફરતી હતી, એટલામાં એણે એક આની પડેલી જોઇ. એણે ઝટ તે ઉપાડી લીધી અને ખીસામાં સરકાવી દીધી. સરલાએ દૂરથી આ જોયું. એટલે એકદમ તેણે ત્યાં આવી સુમતિનો હાથ પકડયો, અને કહ્યું, " ચાલ બાઈ પાસે. આજે મારે તારૂં નામ બાઇને આપવું પડશે. " સુમતિ તો બહુ જ ગભરાઇ ગઈ, અને બોલી : " સરલા ! આટલી વખત જવા દે. તું કહે તેમ હું કરૂં. "

સરલાએ કહ્યું : " ચાલ બાગમાં જઇને આપણે વાત કરીએ. " સરલાના મનમાં યુક્તિ તરી આવી.

આ વખતે ચોથા ધોરણની છોકરીઓ મનહર અને મેના બાગમાં હતાં. જ્યારે એમને બહારથી ખાવાનું લાવવાનું મન થયું હતું, તેથી તેઓ ખાવાનું લઈને આવતાં હતાં. બહારનું ખાવાનું લાવવાની કાંઈ નિશાળમાં મનાઈ નહોતી, પણ જે છોકરીઓ બહારથી ખાવાનું લાવતી હતી તેને ઉપલા ધોરણની છોકરીઓ સતાવતી હતી, અને લાગ આવતાં તેમનું ખાવાનું ઝુંટવી લેતી હતી, અને વળી મહેતીજીની બીક બતાવતી હતી. આ કામમાં સરલા સૌથી આગળ હતી. મનહરના હાથમાં ખાવાનું હતું. મેનાએ સરલા અને સુમતિને સામેથી આવતાં જોયાં.

મેનાએ કહ્યું : "મનહર, આપણે છુપાઈ જઈએ. પેલી સરલા આપણને જોશે તો નાહક હેરાન કરશે."

મનહરની તો ઈચ્છા ન્હોતી, પણ તેણે વિચાર્યું કે સરલા સાથે તકરાર કરવામાં સાર નથી. મનહર અને મેના બંને જણાં મેંદીની વાડની પાછળ સંતાઈ ગયાં.

સરલા કે સુમતિ કોઈએ એમને જોયાં નહોતાં. પેલાં એ સંતાયાં હતાં ત્યાં જ આવીને તે બે ઉભાં.

સરલાએ કહ્યું, "સુમતિ, જો તું મારૂં કહ્યું માને તો હું તને જવા દઈશ. તમારા વર્ગની મનહર બહુ જ ચીબાવલી થઈ ગઈ છે. એ એના વર્ગની મોનીટર થઈ છે એટલે એને બહુ અભિમાન આવી ગયું છે. કોઈ પણ રસ્તે એનું અભિમાન ઉતારવું જોઈએ."

"તું કહે તેમ હું કરીશ." સુમતિએ કહ્યું.

" જો આજે સાંજે પ્રમિલાબેન ( શિક્ષક) મારી સાથે આ બગીચો તપાસવા આવવાનાં છે. એ મારી સાથે આમ બહાર આવશે. તે વખતે મારી બેન બચુ તારી ઓરડી ઉપર ત્રણ ટકોરા મારી જશે, તે વખતે તરત જ તું ચોથા ધોરણનો બધો કચરો પ્રમિલાબાઈના ખંડમાં નાંખી આવજે. તેમાં મનહરની નોટનાં પાનાં પણ હોવાં જોઇએ. પછી પ્રમિલાબેન સાથે જ એમના ખંડમાં જઇશ, અને મનહર સામે એમને બહુ જ ઉશ્કેરીશ, તથા આખા ચોથા ધોરણના વર્ગને ઉતારી પાડીશ. બોલ, તું એટલું કરી શકીશ ને ? "

સુમતિએ આ કબુલ કર્યું. પછી બંને જતાં રહ્યાં.

મનહર અને મેના બહાર નિકળી બહુ જ હસ્યાં. આજે આ લોકોની મઝા કરીએ એમ કહી તેમણે એક બીજાં સાથે તાળીઓ લીધી.

જાણે કશી ખબર જ નથી એમ એમણે પોતાની ચોપડીઓ રઝળતી મુકી. મનહરની નોટનું નામવાળું પાનું ફાટ્યું તેનીએ દરકાર તેમણે કરી નહિં. ચોપડીનાં પૂંઠાં, જુની કોપીઓ, વગેરે કચરો સુમતિ ભેગો કરતી હતી તે આડી આંખે મનહર જોતી હતી. મેના દાદર ઉપર ચોકી રાખતી હતી. સાંજ પડી અને બચુ ત્યાં આવી એટલે મેનાએ એને ધમકાવીને કહાડી મુકી. "તારૂં અહીં શું કામ છે ? ચાલી જા તારા વર્ગમાં. બચુ, શું કરે છે ?" શો જવાબ આપે ! એ તો પાછી ગઇ. અડધા કલાક પછી પ્રમિલાબેન તથા સરલા બે જણાં બાગ તપાસીને

પાછાં ફર્યાં. મેનાએ તે બંનેને પ્રમિલાબેનના ખંડમાં જતાં જોયાં. એટલે તે ધીમે રહીને સુમતિના ઓરડા આગળ ગઈ, અને બારણા ઉપર ત્રણ ટકોરા મારી જતી રહી. તરત જ સુમતિ ઓઢણીના છેડા નીચે કચરો સંતાડતી, આમતેમ જોતી જોતી બહાર નિકળી ને સીધી તે પ્રમિલા-બેનના ખંડ આગળ ગઇ. બારણું ઉઘાડીને તરત જ તેણે સંતાડેલો કચરો અંદર નાંખ્યો અને પાછી ચાલી.

પણ આ શું ? બારણું પાછું ઉઘડયું, અને ખુદ પ્રમિલાબેને જ બૂમ પાડી: "સુમતિ, આમ આવ." કોણ જાણે ક્યાંથી આ વખતે મનહર અને મેના પણ ત્યાં આવી ચઢયાં.

સરલા પ્રમિલાબેનની પાછળ જ બીજા ખંડમાંથી આવી. એણે કાંઈક ખુલાસો આપવા માંડયો. એણે કહ્યું કે, "ચોથા ધોરણની છોકરીઓ બહુ ગંદી હતી. સુમતિને મેં સાફસુફીનું કામ સોંપ્યું હતું, અને કચરો નિકળે તે તમને બતાવી જાય એમ સૂચના કરી હતી. પણ એ કાંઈ ગભરાઈ ગઇ લાગે છે."

પરંતુ મનહર અને મેનાએ કહ્યું કે, "સરલા, મેર-બાની કરી સાચું કહી દે, નહિં તો ખરી વાતની અમને ખબર છે." સુમતિ આ બધા ગોટાળાથી ગભરાઇ ગઇ હતી, અને તેણે ખરી વાત કહી દીધી. મનહરે પણ કહ્યું કે વગર ઇચ્છાયે એમની ગુપ્ત વાત એમણે સાંભળી હતી. સરલા બહુ જ શરમાઇ ગઇ અને તે દિવસથી તેણે મનહરની સાથે બેનપણાં કર્યાં.

# ઉજાણી

મનુ અને મણી બન્નેની નિશાળમાં રજાઓ પડી. મનાએ મામાનો બંગલો બોરીવલીમાં હતો, ત્યાં જવાની એમને બહુ જ હોંશ હતી. એટલે એમના બાપાએ તેમને ત્યાં જવા દીધાં.

ચર્નીરોડથી તેઓ બોરીવલી એકલાં જ ગયાં. એમની બા તો એકલાં ના જવા દે, પણ બાપા કહે કે " એકલાં જવાથી છોકરાં હોંશિયાર થાય." મણી દસ વરસની હતી અને મનુ બારનો હતો.

જમીને બપોરની ગાડીમાં એ જવાનાં હતાં. સ્ટેશને તો પહોંચ્યાં; પણ મનુભાઈને વિજળીની ગાડીનો શોખ એટલે સાધારણ ઈન્જીનની ગડીમાં બેસે શેનાં ? વિજળીની ગાડી અડધા કલાક પછી ત્યાં આવી. એમ છેક ત્રણ વાગે તેઓ ઉપડયાં. રસ્તામાં વિજળીનો પ્રવાહ અટકી ગયો એટલે ગાડી તો ઉભી ! કોણ જાણે એક કલાક ઉભી રહી !

મનુભાઈ ગભરાયા તો ખરા. પણ કોને કહે ? અન્તે ગાડી ચાલી અને છેક છ વાગે તેઓ બોરીવલી ઉતર્યાં.'

મામાને બંગલે ગયાં ત્યાં તો તનુ સામો મળ્યો. તનુની ઉમ્મર મનુ જેટલી હતી. તનમન મણી જેવડી હતી, અને આઠ વરસનો કીકો હતો. કીકો બહુ જ અડબંગ અને તોફાની હતો. એને બધા ' જાડીઓ ' કહેતા હતા.

છોકરાં તો બહુ જ આનન્દ પામ્યાં. મામા–મામી પણ ખુશી થયાં.

બીજે દિવસે મામાને કામસર સવારથી મુંબઇ જવાનું હતું, અને મામી સાંતાક્રુઝમાં કોઇ માંદું હતું ત્યાં સવારે જવાનાં હતાં, તે છેક સાંજે પાછાં આવવાનાં હતાં, એટલે ઘરમાં છોકરાં એકલાં જ પડવાનાં હતાં. મામાએ કહ્યું કે " તમારે ઉજાણી કરવા બહાર જવું હોય તો જજો." બસ ! મામા આમ કહે પછી છોકરાં ઝાલ્યાં રહે કે ? સૌએ બૂમ પાડી ઉઠયાં કે " અમે જઇશું–જઇશું. "

જાડીઆને તેની બાએ કહ્યું, " તું મારી સાથે આવજે." પણ હવે કાંઇ એ માને ? એને પણ ઉજાણીમાં જ જવું હતું. બીજાં સૌએ કહ્યું કે " એને અમારી સાથે આવવા દો. અમે એને સંભાળીશું. "

છોકરાંએ ઠરાવ્યું કે આઘે આંબવાડિયામાં જઈશું. રાંધવાનું પણ હાથે જ. ઘેરથી તપેલી અને દાળચોખા લેવાનાં. લાકડાં જંગલમાંથી વીણવાનાં. એક ડબીમાં અથાણું અને વગર શેકેલા પાપડનું પડીકું, તેમજ હળદર મીઠું સાથે લઈ લેવાનાં.

સવારમાં તેમણે નાસ્તો ઠીક પેટ ભરીને કર્યો. પછી પાંચે જણ ઉજાણીએ નીકળ્યાં. ફીકો તો બહુ જ તાનમાં હતો. મશાલાનાં પડીકાં એણે પોતાના ખીસ્સામાં રાખ્યાં હતાં.

દૂર દૂર એક આંબાવાડિયામાં તેઓ સૌ ગયાં. બધો સામાન એક જગાએ મુકીને પહેલાં તો ખૂબ રમ્યાં. ઝાડ ઉપર ચઢયાં. આંબલીની ડાળીએ હીંચકા ખાધા. જાતજાતનાં પાંદડાં અને નવાઇ જેવા પથરા ભેગા કર્યા, અને ખૂબ મઝા કરી. પછી ભુખ લાગી એટલે ખીચડી સાંભરી.

ખીચડી કરવા માટે પાણી જોઇએ તે ખોળવા મનુ અને તનમન નિકળ્યાં. તનુ અને મણી લાકડાં ભેગાં કરવા મંડયાં. જાડીયો મનુની સાથે ગયો હતો. મણીએ ત્રણ પથરા મૂકીને ચુલો બનાવ્યો. અંદર લાકડાં મુકયાં. પણ દીવાસળીની પેટી જાડીઆના ખીસામાં હતી, એટલે એ લોકો હાથ જોડીને બેસી રહ્યાં.

મનુ અને તનમન લોટો લઇ પાણીની શોધમાં નિકળ્યાં. પણ ત્યાં કાંઈ નળ હતા ? એક જૂનો કુવો અડધો માઈલ ગયા પછી મળ્યો. પણ તેમની પાસે કાંઇ દોરડું નહોતું. હવે શું કરવું ? તનમને કહ્યું, “ મારી હોરણી છે તે લોટે બાંધીને પાણી કહાડીએ. સારૂં છે કે આજે મેં ફ્રોક નથી પહેર્યું. હોરણી ચણીઆમાં કેટલો ફાયદો છે ?” એમ કહી એણે હોરણી આપી. તેના એક છેડે લોટો બાંધ્યો અને કુવામાં નાંખ્યો. પણ લોટો તો પાણી ઉપર તર્યા જ કરે. ઉંધો થાય તો અંદર પાણી ભરાયને ? છેવટે બહુ

મહેનતે તેમાં પાણી ભરાયું. પણ આટલે પાણીએ ચાલશે નહિં એમ તેમને લાગ્યું. એટલે તનમન અને કીકાને કુવા પાસે બેસાડીને મનુ એટલું પાણી આપવા ગયો. ત્યાં પાણી આપ્યું ત્યારે પેલા લોકોએ દીવાસળી માગી. બીજે ફેરે દીવાસળી લાવવાનું મનુએ કહ્યું. પણ એ લોકોએ એમ ઠરાવ્યું કે ચાલો આપણે બધાંય કુવા પાસે જઈયે. એટલે લાકડાં, ખીચડી વગેરે લઈને તેઓ ત્યાં ગયાં.

ફરી પાછું પાણી કાઢયું. આ વખતે કીકો એકદમ લોટો ઝાલવા ગયો તેથી પાણી તેના ઉપર ઢળ્યું, અને તેનો કોટ પલળ્યો તથા ખીસામાં પાણી ભરાયું. કીકાને તો બહુ જ મઝા પડી. હવે પાણી લાંબે સુધી લઈ જવાનું નહોતું એટલે કોઇ ગુસ્સે થયું નહિં, અને ફરી પાણી કાઢયું.

મણીએ કીકા પાસે દીવાસળી માગી. કીકાએ પેટી ખોળવા માંડી. પાણીવાળા ખીસામાંથી દીવાસળીની પેટી નીકળી. હવે પુછવું શું ! બધી જ દીવાસળીઓ હવાઇ ગઈ હતી.

એક પછી એક દીવાસળીઓ ઘસવા માંડી, પણ કાંઈ વળ્યું નહિં. અન્તે એક જ દીવાસળી રહી એટલે મનુ બોલ્યો, “ ઉભા રહો. મને ખબર છે કે જ્યારે દીવાસળી હવાઇ ગઇ હોય ત્યારે માથાના વાળમાં જરા ઘસવી એટલે હવા ઉડી જશે. ” બધાંએ આ દીવાસળી વાળમાં ઘસી. થોડાં સૂકાં પાંદડાં વીણીને તૈયાર રાખ્યાં. દીવાસળી ઘસવાની પેટી પણ માથામાં ઘસી અને પછી તે સળગાવી.

દીવાસળી સળગી. પાંદડાંમાં ભડકો થયો, ને દેવતા પડયો. એમ બધાંની ખાત્રી થઈ. જાડીઓ તો આનંદથી નાચવા મંડી ગયો.

અંતે ખીચડી થઇ. જાડીઆના ખીસામાંનાં હળદર-મીઠાનાં પડીકાં પણ ભીંજાઇ ગયાં હતાં, એટલે તેમાંનો અડધો અડધ ભાગ કાઢી નાખી દેવો પડયો. ખીચડી જરા મીઠામોળી રહી. પાપડ શેકયા. પણ આ કાંઇ અંગારા હતા કે બરાબર શેકાય ? પાપડ અને રખ્યાનું મિશ્રણ થઈ ગયું !

પણ આજની ખીચડીનો સ્વાદ ! હોંશે હોંશે સૌ તે ખાઈ ગયાં. અથાણું અને પાપડ કાંઈ જ બાકી ના રહ્યું ! ને ખીચડીની તપેલી તો એટલી લુંછાઇ ગઇ કે જાણે માંજવી જ ના પડે !

આજે બધાંને મઝા પડી. પોતપોતાનાં પરાક્રમની વાતો કરતાં કરતાં હવે તેઓ ઘર તરફ ચાલ્યાં.

ઘેર પહોંચ્યાં ત્યારે તેમના બાપાજી પાછા આવ્યા હતા. દરેક જણે પોતપોતાની ભેગી કરી આણેલી વસ્તુઓ બતાવી, અને બધાંએ ખીચડી, પાણી અને દીવાસળીની વાતો એક સામટી કરવા માંડી. બાપાજીને તો કાંઇ જ સમ-જણ ના પડી.

છેવટે કીકો બોલ્યો : “ બાપાજી, તમારી પાસે એક જ દીવાસળી રહી હોય, અને તે હવાયેલી હોય તો શું કરશો? હું કહું ? જુઓ તે એકદમ ના સળગાવતા, પણ તમારા માથાના વાળમાં પહેલાં ખૂબ ઘસજો. ”

આ સાંભળી સૌ ખૂબ હસ્યાં. બાપાજી પણ હસ્યા. પછી બાપાજીએ માથેથી ટોપી ઉતારી કીકાને પોતાનું માથું બતાવ્યું. એ તો તદ્દન તાલકું સફાસટ હતું !

## “ વાંનરસેના ઝીંદાબાદ ”

“ આજે આ અંજનીને શું થયું છે ? હું કહું છું કે વરઘોડામાં ચાલ, પણ ના જ કહે છે. નહિં તો વરઘોડામાં જવા એ ભૂત થઇ જાય! ઘુઘરીનો ચણીયો અને બુટ્ટાની ઓઢણી પાછળ તો એ નરી ગાંડી છે. પણ આજે જાણે એને કાંઇ મન જ નથી થતું. ” અંજનીની બા મણીબેને એના પિતા મણીભાઇને કહ્યું.

“ પણ બા, તમે તમારે વરઘોડે જાવ. હું ઘરમાં બેઠી છું. ” અંજની બોલી, અને પછી પોતાની તકલી કહાડીને કાંતવા માંડી.

“ અંજની !” મણીભાઈ બોલ્યા : “ આજે આમ કેમ કરે છે ? તારા મનમાં જે હોય તે મને કહે. તને વરઘોડે આવવું નથી ગમતું ? ”

"બાપુજી! વરઘોડાનું તો મને બહુએ મન છે; પણ હું હવે માંજરસેનામાં જોડાઈ છું, એટલે મારે રોજ અડધો કલાક કાંતવાનું છે, અને બનતાં સુધી ખાદીનાં જ કપડાં પહેરવાનાં છે. અને પરદેશી કપડાં તો પહેરાય જ નહિં. આજે હજી સુધી મેં કાંત્યું નથી. વળી વરઘોડે જવાનાં કપડાં પરદેશી હશે જ. આ બધું બાને કહું અને પુછું તો મને ધમકાવે. તેથી હું વરઘોડે નહિં આવું. ઘેર બેઠી બેઠી કાંતીશ."

"તું માંજરસેનામાં કોને પુછીને જોડાઇ?" મણીબેન બોલી ઉઠયાં: "ત્યાં બધી છોકરીઓ ભેગી મળીને ધમાધમ કરે છે. નથી કોઇને લેસન કરવું કે નથી ઘરનું કામ કરવું. ખબરદાર! જો મારા ઘરમાં એ બધું ડહાપણ નહિં ચાલે. કાંઈ કામ બતાવીએ એટલે કાંતવાનું બ્હાનું. નશીબ તારા જો વરઘોડે ના આવવું હોય તો. બધાં છોકરાં તો કયારનાંએ ગયાં છે. ઘરમાં તને એકલી કોની જોડે મુકું? ચાલ તૈયાર થઇજા. ગમે તેવાં લુગડાં પહેરીને આપણા ઘરનું નાક નથી કાપવાનું. અને સગાં વહાલાંમાં વરઘોડે ના જઇયે તો વેવાર ઉઠી જાય. ઉઠ."

જયારે મણીબેન ચીઢાય ત્યારે મણીભાઇથી પણ વચ્ચે ના પડાય. બાબત ગંભીર બની ગઈ હતી. મણીભાઇએ સમજાવીને અંજનીને વરઘોડે લીધી. અંજનીની આંખમાં આંસું હતાં. મનમાં નિરાશા હતી. મોઢું ઉતરી ગયું હતું. પણ હંમેશાની કહ્યાગરી દસ વરસની છોકરી માબાપ સામે શું કરી શકે?

( ૨ )

વરઘોડો મણીભાઇના સગામાં હતો. એ લોકો પૈસા-વાળા હતા. બહુ જ હોંસીલા હતા, અને વળી ફૂલણ-જી હતા. મોટો માંડવો બાંધ્યો હતો. તેમાં ઝુલ ઝાલર અને વિલાયતી પડદા તોરણ હતાં. વિલાયતી શરબતોની બાટલીઓ ત્યાં રાખી હતી. તેમાંથી મેમાનોને શરબત આપવાનું હતું. કન્યાને ત્યાં આપવા માટે પુષ્કળ વિલાતી કપડાં લીધેલાં હતાં. સૌને બતાવવા માટે એક જગાએ તે ગોઠવી રાખ્યાં હતાં. પહેલાં વરઘોડો સાંજે પાંચ વાગે નીકળવાનો હતો. કંકોતરીઓ પાંચ વાગ્યાની હતી. પણ ફુલણજી લોકોના મનમાં એમ આવ્યું કે રાત્રે દીવાના ભપકા સાથે વરઘોડો કહાડવો, અને વળી દારૂખાનું ફોડવું. એટલે તેમણે મહુરત ફેરવ્યું અને વરઘોડો સાત વાગે કહાડવાનો ઠર્યો. લોકો તો પાંચ વાગે આવી ગયાં હતાં. બધી તૈયારી પણ થઇ ગઈ હતી. પણ વરની બાના આગ્રહથી અને વરના દાદાજીના ફુલણજીવેડાથી વરઘોડો સાત વાગે ઠર્યો. લોકોને આનંદ આપવા માટે એક ગવૈયો ત્યાં હાજર જ હતો, અને ઠંડા શરબત બધે વેંચાતા હતા. પંખાની ગોઠવણો હતી જ એટલે લોકોને કાંઇ કંટાળો આવે તેમ નહોતું.

* * * *

ચપોચપ ઝીણી સીસોટીઓ વાગી. ત્યાં વરઘોડા માટે આવેલા વાનરસેનાના છોકરાઓ સમજી ગયા. એમનો સરદાર બટુક બુઢીઓ ત્યાં હતો. એક બીજાને સાન કરી. રમતા રમતા તેઓ માંડવાની બીજી તરફ ચોકઠું હતું ત્યાં ગયા. પંદરેક વાનરો હતા.

"અહીં તો બહુજ જુલમ થાય છે. બધો વિલાયતી માલ જ આ લોકોએ વાપર્યો છે. આવા લડતના વખતમાં ભપકો પણ કેવો કર્યો છે?" બટુક બોલ્યો: "આપણે આ બધું અટકાવવું જોઈએ."

"અરે દારૂખાનું પણ ફોડવાના છે." અંજની જે આ છોકરાઓ પાછળ પાછળ આવી હતી તે બોલી.

"તું ક્યાંથી જાણે?" એનો ભાઇ કપિ બોલ્યો.

"હું બા સાથે ઘરમાં ગઇ હતી. મારે આજે વરઘોડે નહોતું આવવું; કારણ કે આ કપડાં વિલાયતી છે. એટલે બાએ મને ધમકાવીને સાથે આણી છે. અને હું પાછી ના જતી રહું તેથી મને ઘરમાં પોતાની સાથે લઈ ગઈ હતી. ઘરમાં વરરાજાની નાની બેન આ મધુરી છે ને તે મારી બેનપણી છે. તેની સાથે હું એમની છીંડીમાં રમવા ગઈ. ત્યાં બધું દારૂખાનું પડ્યું છે. પછી જાળીમાંથી મેં તમને જોયાં એટલે હું અને મધુરી અહીં આવ્યાં. મધુરી માંજરસેનામાં છે, તેથી તમે એની બ્હીક ના રાખશો."

"મને ખબર છે કે મારા દાદાજી આજે દારૂખાનું ફોડવાના છે. ઘરમાં વાત થતી હતી. મેં કહ્યું, "દાદાજી! દીવાળીમાં આ વખતે કોઇએ દારૂખાનું ફોડ્યું નથી ને તમે કેમ દારૂખાનું આણ્યું?" એટલે મને કહ્યું, "બેસ બેસ ચિબાવલી. જો વધારે બોલી તો માર ખાઇશ." મને તો એવી ચીઢ ચઢી કે જાણે બધા દારૂખાના ઉપર પાણી નાખું. હું માંજરસેનામાં છું ને મારા ઘરમાં દારૂખાનું કેમ ફુટે? હું અંજનીને આ દારૂખાનું બતાવવા જ લઈ ગઈ. એટલામાં તો

અમે તમને જોયા. અમે જાણ્યું કે તમે આ વાત જ કરતા હશો એટલે અહીં આવ્યાં. ”

નવ વરસની મધુરીની આ કાલી વાત સાંભળીને મોટા વાનરોને તો હસવું આવ્યું. પણ દારૂખાનાની વાત જાણી તેમને બહુજ ગુસ્સો આવ્યો. સૌ વાંનરોને લાગ્યું કે કાંઈક કરવું તો જોઇયે જ. પછી શું કરવું તે સબંધી બહુ ગુસપુસ વાત કરી, અને થોડીવારે બે છોકરાઓ સાઈકલ લઇને કાંઇક ઉપડી ગયા. બટુક ત્યાં ફરતો રહ્યો, અને બીજા સૌ સાજનના ભેગા ભળી ગયા, એટલે મોટાઓને કાંઈ પણ તોફાનમો વ્હેમ આવ્યો નહિ.

( ૩ )

ગામની વાનરસેનાના બે આગેવાનો સાથે પચાસ વાનરો અને નવી સ્થપાયલી માંજરસેનાની પચીસ માંજારો અરધા કલાકમાં માંડવા આગળ આવી. ‘વાનરસેના હુકાહુક’, ‘માંજરસેના મ્યાંઉ મ્યાંઉ’ ચારે તરફ સંભળાવા લાગ્યું. એક હાથમાં રાષ્ટ્રધ્વજ સાથે સમસ્ત શહેરની વાનરસેનાનો કસાન નવીન અને માંજરસેનાવાળી મંજરી બે જણ વરના બાપને મળવા આવ્યાં. તેમણે વિનયથી તેમના હાથમાં એક કાગળ મૂકયો. તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું:

“ મુરબ્બી શ્રી,

શહેરની વાનરસેના અને માંજરસેનાના પ્રણામ સ્વીકારશો. આપના પુત્રના લગ્ન સમયે અમે સૌ અભિનંદન આપીએ છીએ. આ શુભ પ્રસંગે આપ આપણા દુઃખી દેશને ભૂલશો નહિં એમ આશા રાખીએ છીએ. આપ જાણો છો કે

આપણી મહાસભાએ હુકમ આપ્યો છે કે પરદેશી કાપડનો બહિષ્કાર કરવો. વળી દારૂખાનાનો નિષેધ તો આપણા ગામે દિવાળી પહેલાં કર્યો છે. છતાંયે અમને ખબર મળી છે કે તમે પરદેશી કાપડ પહેરામણી માટે આણ્યું છે, અને વળી દારૂખાનું ફોડવાના છો. આ પરદેશી કાપડ અને દારૂખાનું તાબડતોબ પાછું આપી દેવા અમે આપને વિનંતિ કરીએ છીએ. આપ અમારી વિનંતિ માન્ય નહિં કરો તો નિરૂપાયે અમારે ગમે તે ઉપાયે અમારૂં ધાર્યું કરવું પડશે.

લ. મંજરી–માંજરસેનાવતી

લ. નવીન–વાંનરસેનાવાતી

તેર અને ચૌદ વર્ષનાં આ બે બાળકો તરફનો કાગળ જોઇને વરના બાપ તો ગુસ્સે થઇ ગયા. વાંનરસેના અને માંજરસેના બહાર શાંતિથી ઉભી રહી હતી. આ કાગળ વાંચતી વખતે સાજનમાં આવેલા લોકો ભેગા થઇ ગયા, અને તેમણે જાતજાતની ટીકા કરવા માંડી. કોઈ કહે, “ કાગળમાં શું ખોટું લખ્યું છે ? ” ત્યારે વળી કોઈ કહે, “ આ છોકરાંના મગજમાં પવન કેટલો છે ? ” વળી કોઈ બોલ્યું, “ મારી કહાડો એ લોકોને. ” કોઈ કહે, “ હમણાં હાએ હા કહી પાછાં વાળો. ” આમ ત્યાં જબરો ઘોંઘાટ થઇ ગયો. વરના દાદાજી બહાર આવ્યા. કાગળની વાત જાણી એ તો બહુ જ ચીઢાયા, અને તેમણે ધાંટાઘાંટ કરી મૂકી, તથા ગાળો દઈને મંજરી તથા નવીનને કહાડી મૂકયાં.

પોતાની વિનંતિ નાકબૂલ થવાથી વાંનરસેના તથા માંજરસેના એક સામટી ધસીને માંડવામાં આવી અને

જે બારણેથી વરરાજા આવવાના હતા તે બારણા આગળ તેઓ સૌ બેસી ગયાં અને તેમણે રામધૂન માંડી :

રઘુપતિ રાઘવ રાજારામ;
પતિતપાવન સીતારામ.

સાજનમાં આવેલાં ઘણાંયે બાળકો તેમની સાથે બેસી ગયાં, અને પછી તો કાંઈ કાંઈ ગીત ગવાયાં.

ઘરનાં લોકો તો વિચારમાં જ પડી ગયાં કે હવે કરવું શું ? પણ દાદાજી બહુ જ ગુસ્સામાં હતા. એ તો કહે હું એ તોફાનીઓને ઠેકાણે લાવીશ. એમના ઉપર પગ મુકીને હું વરરાજાને લઈ જઇશ. જરૂર પડશે તો ઘોડો લાવીશ. એ નહિં ખસે તો એમને વાગશે.

( ૪ )

મામલો ગંભીર બનતો હતો. હવે સાત વાગવાની તૈયારી થઈ હતી. એટલામાં સાઇકલ ઉપર બેસીને એક વાંનર આવ્યો. મોટું કાગળનું પરબીડીયું આપીને તરત ચાલી ગયો. તેમાં લખ્યું હતું કે :

" દાદાજી,

તમારી બીકથી અને બાના આગ્રહથી, તમે જેટલું કર્યું છે તે મેં થવા દીધું છે. પરંતુ આ વાંનરો અને માંજરોનું તમે જે અપમાન કર્યું તેથી તો હું બહુ જ દીલગીર થયો. છતાંયે હું કાંઈ બોલી ના શકયો. એટલામાં આપણાજ ઘરની છોકરીઓ અને વાંનરોમાંનો એક ફોસ-લાવીને મને મોટરમાં બેસાડી એક ઠેકાણે લઈ આવ્યાં છે.

ત્યાંથી હું પાછો આવું તેટલો સ્વતંત્ર મને નથી રાખ્યો. વાંનરોની માંગણી કબૂલ રાખશો તો પા કલાકમાં તેઓ મને પાછો મૂકી જશે.”

વરરાજાનો આ કાગળ વાંચી દાદાજી તો ડઘાઈ ગયા. લોકો પણ વાંનરોની હોંશીયારી જોઈ વાહવાહ કરવા લાગ્યા. કોઈક ઉશ્કેરાયા પણ ખરા; પરંતુ સ્થિતિ એવી હતી કે કાંઈક નિકાલ આવવો જોઈયે. બે શાણા માણસો વચ્ચે પડયા. દાદાજીને સમજાવ્યા, અને છેવટે દાદાજીએ કહ્યું: “તમને બધાંને ફાવે તેમ કરો. આજે મારૂં નાક કપાઇ ગયું છે. અમારા ઘરની આબરૂ નીચી પડી છે.”

નવીન ઉભો થયો. દાદાજી પાસે ગયો. તેમને પગે લાગ્યો અને બોલ્યો :

“તમને ખોટું લાગ્યું હોય તો માફ કરો. વરરાજાને કોણ લઇ ગયું તે તો હું પણ નથી જાણતો. પણ એ તો હમણાં આવશે. તમે કહો છો કે તમારૂં નાક કપાયું. પણ હું કહું છું કે આજ હવે તમારી આબરૂ અનેકગણી વધી છે. અને જો તમારી ઇચ્છા હોય તો હવે વરઘોડાનો કારભાર અમને સોંપી દો. અને પછી જુવો કે વરઘોડો કેવો નીકળે છે!”

( ૫ )

દસ મિનિટમાં તો એક મોટર આવી. અંદરથી વરરાજા, અંજની અને મધુરી ત્રણ જણ ઉતર્યાં. બધાંને બહુ જ નવાઈ લાગી. પણ પછી ખબર પડી કે અંજની અને મધુરી જ વરરાજાને છીંડીને બારણેથી બહાર લઈ ગયાં. અને

તેમણે ત્યાં ઉભેલી એક મોટર કેમ ચાલે, આ શું છે, એ બધું પુછવા માંડયું. સંતલસ કરી રાખેલી તે પ્રમાણે તેઓને બીજા મિત્રે બધું બતાવ્યું, અને કહ્યું ચાલો જરા થોડે સુધી લઈ જઉં. બે છોકરીઓએ વરરાજાને કહ્યું, અમારી સાથે ચાલો. પછી પાણી પીવાને બહાને તેઓ અંજનીને ઘેર ગયાં. ઘરમાં બીજું તો કોઈ હતું જ નહિં. અને અંજની તથા મધુરીએ એક ઓરડામાં વરરાજાને પુરી દીધા. પેલા મિત્રે વરરાજાને દાદાજી ઉપર કાગળ લખવા કહ્યું. તેમણે એ કાગળ સાઇકલસ્વાર વાનર સાથે મોકલી આપ્યો. પછી શું થયું તે તો આપણે જોયું.

વાનરોએ હવે વરઘોડો ગોઠવ્યો. તેમણે રાષ્ટ્રીય ધ્વજ સાથે પોતાની ટુકડીઓ ગોઠવી. માંજરોની ટુકડી ગોઠવાઈ, અને રાષ્ટ્રીય ગીત ગાતાં ગાતાં સૌ વરઘોડે ચાલ્યાં. વાનર બેંડ પણ આવી ગયું. જ્યાં જ્યાં દારૂખાનું ફોડવાનું હતું ત્યાં ત્યાં તેમણે ખૂબ રાષ્ટ્રીય ગીત ગાયાં, અને " પરદેશી કાપડ બાયકોટ " ની બૂમો પાડી. પછી વેવાઇના ઘર પાસે એક ચોકઠું આવ્યું. ત્યાં વાનર બેંડ એક બાજુએ ગોઠવાયું. વાનરોએ મોટું કુંડાળુ કર્યું. એક જણે બૂમ પાડી, " વાંનરો-ને તાપણું કરવું છે, પરદેશી કાપડ આપો. " અંજનીએ પોતાની ઓઢણી નાંખી. પછી તો ટપોટપ વીલાયતી ટોપીયો અને એવું થોડું કાપડ મળ્યું. એક વાનરે દાદાજીને કહ્યું : " આ પરદેશી કાપડની હોળી તમારે હાથે જ કરો. " ઘરડા દાદાજી પણ વાનર જેવા ઉત્સાહમાં આવી ગયા અને કહ્યું: " મને લાગે છે કે મારા ઘરનું નાક નથી કપાયું. આજથી

મારા ઘરમાં પરદેશી કાપડ નહિં લઉં. અને હું આશા રાખું છું કે આજથી મારા ઘરના જેવા વરઘોડા જ આખી નાતમાં નીકળશે. મારે ઘેરથી નવી રીત નીકળે તેથી મારી તો આબરૂ વધે." આમ બોલી તેમણે ત્યાં નાની સરખી હોળી સળગાવી. પછી બહુ જ ઉત્સાહથી વરઘોડો ઉતર્યો.

વાંનરોએ ત્યાં શ્રીફળ વેંચાયાં તે પણ ના લીધાં. "અમારા કામના બદલામાં અમારાથી કાંઇ જ ના લેવાય" એમ કહી દાદાજીને નમન કરી સૌ ચાલી ગયા.

ઈન્કીલાબ ઝીંદાબાદ
દાદાજી ઝીંદાબાદ
વરકન્યા ઝીંદાબાદ

એવી બૂમો પડી એટલે દાદાજીની આંખ ભીની થઇ અને તેઓ આગળ આવી બોલ્યા :

માંજરસેના ઝીંદાબાદ
વાંનરસેના ઝીંદાબાદ

તેમના આ જયનાદ સૌ સાજને ઝીલ્યા અને સર્વત્ર આનંદ પથરાયો.



# બાલસાહિત્યઃ—પુસ્તકોની નામાવલિ

| | |
|---|---|
| ભોળી જમના (આખી એક બાળવાર્તા. સચિત્ર) | ૦—૮—૦ |
| વાત બહેનાં (સચિત્ર ૧૬ વાતો) | ૦—૮—૦ |
| લઘુ મહાભારત (શાળોપયોગી. ર. ઉ. પંડ્યા કૃત) | ૦—૧૨—૦ |
| લઘુ રામાયણ ,, ,, | ૦—૧૨—૦ |
| બાળગીત (શાળોપયોગી. સચિત્ર) | ૦—૬—૦ |
| સંવાદ પુષ્પમાળા (સચિત્ર. પહેલેથી ચોથીના પાઠોમાંથી) | ૦—૮—૦ |
| સંવાદ પુષ્પમાળા, ભા. ૨ (સચિત્ર. પાંચમીથી સાતમીના પાઠોમાંથી) | ૦—૮—૦ |
| કાદમ્બરી અને વાસવદત્તા (છ. હ. પંડ્યા કૃત) | ૦—૮—૦ |
| મૃચ્છકટિક અને મુદ્રારાક્ષસ (બે નાટ્યકથાઓ) | ૦—૮—૦ |
| મેવાડ-પતન (સચિત્ર. દ્વિજેન્દ્રલાલ રૉયકૃત) | ૧—૪—૦ |
| દલપત સતશાઈ (કવીશ્વર દલપતરામ કૃત—૭૦૦ દ્રષ્ટાન્તિક દોહરા) | ૦—૫—૦ |
| પ્રભાવતી (ઐતિહાસિક નાટક) | ૦—૮—૦ |
| ભવભૂતિ અને હર્ષદેવની નાટ્યકથાઓ. (શાળોપયોગી આવૃત્તિ) | ૦—૧૨—૦ |
| બાળકોનો મિત્ર (૨૧ વાતો) | ૦—૮—૦ |
| મહાવીરચરિત (ભવભૂતિના 'પૂર્વરામચરિત' નાટક ઉપરથી) | ૦—૫—૦ |
| વીર શાહુ (ઐતિહાસિક બાળનાટક) | ૦—૬—૦ |
| ફૂલમાળા (૩૨ સુન્દર વાતો) | ૦—૧૦—૦ |
| નીતિવચન (સ્વ. કરસનદાસ મૂળજી કૃત) | ૧—૦—૦ |
| ગોપાળ કૃષ્ણ ગોખલે (સચિત્ર. જીવનચરિત્ર) | ૦—૧૨—૦ |
| ઇન્દિરાને પત્રો (સચિત્ર મૂળ લેખક પં. જવાહરલાલ નહેરુ) | ૦—૮—૦ |
| વાનરસેનાની વાતો (કેશવપ્રસાદ દેશાઈ. પાકી) | ૧—૦—૦ |
| વાનરસેનાની વાતો (કેશવપ્રસાદ છો. દેશાઈ. કાચી) | ૦—૧૨—૦ |
| કરસનદાસ મુળજી (જીવન) | ૦—૨—૦ |
| સોક્રેટીસની જીવનકથા | ૦—૨—૦ |

**જીવનલાલ એન્ડ સન્સ**
૩૬૪ કાલબાદેવીઃ મુંબઇ—૨

**જીવનલાલ અમરશી મહેતા**
પીરમશાહ રોડ: **અમદાવાદ.**